# પ્રસ્તાવના






આશ્રમમાં ઘણા સન્તમહાત્માઓની વાણીનો અપ્રસિદ્ધ ભજનભંડાર સંચિત કરનાર અને તેને સુરક્ષિત રાખનાર પરમ પૂજ્ય સ્વામી શ્રી દયાનાનન્દજી છે, અને આ **સંતોની વાણી** એ તેઓશ્રીના મહાન અનુભવનું અને સતત પરિશ્રમનું ફળ છે.

આ સન્તોની વાણી પ્રસિદ્ધ કરવાનો વિચાર તો ઘણા સમયથી ચાલતો હતો, પણ સંયોગોની પ્રતિકૂળતાને લીધે એ બની શક્યું નહોતું. હાલ કેટલાક ભાવિક ભક્તોએ દ્રવ્યની દાનેચ્છા જણાવવાથી, **સંતોની વાણી**ના પ્રથમ પુષ્પ તરીકે આ વાણી પ્રસિદ્ધ કરવામાં આવી છે. ગુરુ મહારાજની ઇચ્છા હશે તો વળી બીજા પુષ્પ તરીકે બીજું આવું પુસ્તક પ્રસિદ્ધ થશે.

આ આશ્રમના પ્રાચીન ભંડારમાંથી આ સંતોની વાણીનું સંશોધન કરવામાં તેમ જ છપાવવામાં અને આ ગ્રન્થનો ઉપોદ્ઘાત લખવામાં મ્હારા પરમ મિત્ર સંતમણિ સાગરરાજે પોતાના અમૂલ્ય સમયનો ભોગ આપીને બહુ પરિશ્રમ લીધો છે.

કહાનવા નિવાસી ભાઈ લીલાધર મૂળશંકર ભટ્ટે પણ આ ગ્રન્થની પ્રસિદ્ધિમાં લાંબો કાળ વડોદરે રહીને, ઘણો જ શ્રમ વેઠીને અમૂલ્ય સેવા બજાવી છે.

લુહાણામિત્ર છાપખાનાના વ્યવસ્થાપક રા. ભાઈ અંબાલાલ ઠેક્કર તરફથી આ ગ્રન્થપ્રકાશનનું કાર્ય અતિશય ત્વરાથી કર્યું છે. તેમ જ પરમહંસ મહાત્મા કલ્યાણદાસજીના શતવર્ષની જયંતિના ઉત્સવ નિમિત્તે અતિ ત્વરા છતાં, બહુ કાળજીથી અને તરદી વેઠીને મુદતસર કરી આપ્યું છે. આ બધા ભાઈઓનો મ્હારા ઉપર બહુ ઉપકાર થયો છે.

આવી રીતે આ પુસ્તક ગુજરાતના વાચકવૃન્દ આગળ મૂકતા મને ઘણો આનંદ થાય છે અને તે એટલા માટે થાય છે કે આ ગ્રન્થના વસ્તુને જો અભ્યાસદૃષ્ટિએ વિચારવામાં આવશે તો દરેકને જ્ઞાનનો લાભ અવશ્ય થયા વગર રહેશે જ નહીં; પણ એ વિશે વધારે કહેવાની જરૂર નથી લાગતી, એટલે એ વિચારવાનું કાર્ય તો વાચકવૃન્દને જ સોંપું છું. ॥ ॐ ગુરુ ॥

| | |
|---|---|
| કહાનવા બંગલો,<br>તા. જંબુસર.<br>૧૨; ૧૦ ર૦ | અનેક શુભેચ્છાઓ અને સ્નેહવન્દન સહિત<br>ભગવાનજી.<br>॥ ॐ ગુરુ ॥ |

॥ ॐ गुरु ॥

# સૂચિપત્ર





॥ ॐ सद्‌गुरु ॥

## આ ગ્રન્થની પ્રસિદ્ધિ માટે દ્રવ્યની સાહાય્ય કરનાર ભાવિક ભક્તોનાં નામ :–



૧ : રા. રા. ધીરજલાલ નરભેરામ દેશાઇ,
મુ ભરૂચ. રૂ. ૫૦)

૨ : રા. રા. ભગતજી જયસિંગ,
મુ ઉત્તરાણ (સુરત) રૂ. ૫૦)

૩ : બહેન ધનલક્ષ્મી વગેરે બહેનો તરફથી,
મુ ભરૂચ રૂ ૪૪)

૪ : ગંગાસ્વરૂપ કાશીબા,
મુ કહાનવા (તા જંબુસર) રૂ. ૫૦)

૫ : ગંગાસ્વરૂપ બહેન હરિગંગા,
મુ. આમેઠા (તા. પાદરા.) રૂ. ૫૦)

૬ : રા. રા. ભાઈ હરિનારાયણ નહાનાભાઇ,
મુ. સોંધણ (તા. જંબુસર.) રૂ ૧૦૦)

૭ : રા. રા. ભગતજી લલ્લુભાઇ નરોત્તમ,
મુ. ગવાસદ (તા. પાદરા.) રૂ. ૫૦)

# અગત્યનું શુદ્ધિપત્રક

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | છેલ્લી | परमात्माने | परमात्मने |
| ૧૨ | છેલ્લી | यू | यूं |
| ૧૮ | ૨ | ) | . |
| ૨૫ | છેલ્લેથી ત્રીજી | મુન | મુનિ |
| ૩૬ | ૧૦ | મૂર્તિપૂજા | મૂર્ત્તિપૂજા |
| ૪૬ | ૬ | આનુભાવિક | આનુભવિક. |
| ૧૯ | છેલ્લેથી ત્રીજી | કહેવામાં | કહાડવામાં |
| ૨૭ | ૧૧ | વાચ્યો | વાંચ્યો |
| ૨૭ | છેલ્લી | જીવનમણી | જીવન રમણી |
| ૫૩ | ૧૦ | गोतिन्द | गोविन्द |
| ૨ | ૪ | સનાતન | સનાતન |
| ૧૦ | ૯ | આનદ | આનન્દ |
| ૧૨ | છેલ્લી લીટી | પર | પાર |
| ૨૦ | ૧૧ | પોસ લીઓ | પોસલીઓ |
| ૩૫ | ૮ | હદય | હૃદય |
| ૩૮ | છેલ્લેથી બીજી | માંહ્ય રે ? | માંહ્ય રે ! |
| ૩૯ | છેલ્લી | હા રે ? | હાં રે ! |
| ૪૪ | છેલ્લેથી બીજી | જુગજુ ગપ્રત્યે | જુગજુગ પ્રત્યે |
| ૪૮ | છેલ્લેથી ત્રીજી | ક.ખ | કાખ |
| ૬૦ | છેલ્લી | संपूर्ण | संपूर्णम् |
| ૬૨ | ૪ | સ્થિતિપદમાં | સ્થિતિપદમાં |
| ૬૬ | ૭ | વાસનાલિંગ શરીરે | વાસના લિંગશરીરે |
| ૬૭ | ૧૯ | જોઇ | જાઇ |
| ,, | ૨૦ | આત્મઅર્ક | આતમઅર્ક |
| ૭૩ | ૩ | ખેલો | ખેલે |

| | | | |
|---|---|---|---|
| ,, | ૬ | વરીએ | વરીઓ |
| ૮૩ | છેલ્લી | પણામ | પ્રણામ |
| ૯૦ | ૨ | તે | ન |
| ૯૨ | ૨ | આવે | ચાવે |
| ૧૦૧ | ૧૧ | ગોળારે | ગોળા રે |
| ૧૦૧ | ૧૪ | પુરવની | પૂરવની |
| ૧૦૩ | ૧ | હરિકૃણુ | હરિકૃષ્ણ |
| ૧૧૮ | ૪ | નિશ્ચે જોયું | નિશ્ચે કરી જોયું |
| ૧૨૮ | ૧૪ | પચ્ચીસમાને | પચ્ચીસમાની |
| ૧૩૯ | ૪ | જાણો | જાણે |
| ,, | ૫ | આણો | આણે |
| ,, | ૬ | પરમાણો | પરમાણે |
| ૧૪૧ | ૨ | ઓહંગ સોહંગ | ઓહંગ સોહંગ શ્વાસા |
| ૧૪૩ | ૧ | સા | સૌ |
| ૧૪૭ | ૯ | શૂવ્ય | શૂન્ય |
| ૧૫૭ | ૨ | હારકૃષ્ણ | હરિકૃષ્ણ |
| ૧૬૩ | ૧૧ | ધ | |
| ૧૭૨ | ૧૦ | તુ | તું |
| ૧૭૩ | ૧ | તષ્ણાતે | તૃષ્ણાતે |
| ૧૭૩ | ૧૮ | વાંચ્યાં | વાગ્યાં |
| ૧૭૪ | ૮ | ચાલે | ચાલે |
| ૧૭૬ | ૨ | રીત | પ્રીત |
| ,, | ૬ | પહોચ | પહોંચ |
| ૧૭૯ | ૩ | કરૂં | કહું |
| ,, | ,, | ,, | ,, |
| ૧૮૧ | ૪ | પરહંસ | પરમહંસ |
| ૧૮૪ | ૨ | જે : | જે હું. |
| ,, | ૩ | તે. | તે હું |

गुरु गुरु गुरुदेवकी जय ।
जय जय गुरुदेवकी जय ॥
॥ गुरु गुरु ० ॥ १ ॥

हरिगुरु सन्तनकी जय जय ।
हरिगुरु सन्तनकी जय जय ॥
॥ हरिगुरु ० ॥ २ ॥

गुरु महाराजा गुरु ।
जय जय परिब्रह्म सद्‌गुरु ॥
॥ गुरु ० ॥ ३ ॥

गुरु गुरु जपना ।
और सब सुपना ॥
॥ गुरु गुरु ० ॥ ४ ॥

सद्‌गुरुसेवा आतमलक्ष ।
अखा भगवतनो एजो पक्ष ॥ ५ ॥

जय गुरु जय गुरु अलख निरंजन ।
॥ जय गुरु जय गुरु ० ॥ ६ ॥

ॐ ॥ राम गुरु राम ।
अलख निरंजन राम राम ॥
॥ ॐ राम गुरु ० ॥ ७ ॥

ॐ ॥ लागो लगन मेरी रामसें ।
दोरो लग रहो रे ॥
॥ ॐ ॥ लागी लगन ० ॥ ८ ॥

ॐ ॥ अनामी नाम ।
निरंजन गुरु निर्वाणी ॥
॥ निरंजन ० ॥ ९ ॥

हो जा फकीर । प्यारे ! हो जा फकीर ।
प्यारे ! हो जा० ॥ १० ॥

छड दे दुनियावाली चाल ।
जूठी दुनियावाली चाल ।
कूडी दुनियावाली चाल । छड दे०
तूं तो हो जा फकीर! प्यारे हो जा ० ॥११॥

ॐ धून लागी ।
सोऽहं धून लागी ॥
॥ ॐधून ० ॥ १२ ॥

गुरु दत्त फिरत वन वनमें ।
उन्मत्त रहत निर्गुनमें ॥
॥ गुरु दत्त ० ॥ १३ ॥

अलख निरंजन ।
तूं हि भवभंजन ॥
॥ अलख निरंजन ॥ १४ ॥

जय गुरु जय गुरु दत्त दिगंबर ।
त्रिगुणातीत स्वयं परमेश्वर ॥
॥ जय गुरु जय गुरु ॥ १५ ॥

ब्रह्मैवाहं ब्रह्मैवाहम् ।
मनबुद्धिनाहं नाहम् ॥
ब्रह्मैवाहं ब्रह्मैवाहम् ० ॥ १६ ॥



नेति नेति नेति ओ....म् ।
शान्तिःशान्तिःशान्तिः ओ....म्॥
नेति नेति ० ॥ १७ ॥

॥ शान्तिः शान्तिः शान्तिः ओ....म् ॥ शान्तिः शान्तिः ॥०॥

॥ ॐ सद्‌गुरु ॥

परमहंस महात्मा

# अखाजीनी प्रणालिका



અચ્યુત ગોત્ર જન રામકા, હંસબરણ હરિરૂપ;
ગુરુગોવિન્દકો જબ હિ મિલ્યા, તબ હિ ભયા તદ્રૂપ.

ગુરુ ગુરુ ગુરુદેવકી જય !
જય જય ગુરુદેવકી જય ! ગુરુ ગુરુ ૦



ચિત્રાલ આશ્રમ,
તા. પાદરા, (વડોદરા.)
૧૨ : ઓક્ટોબર : ૨૦

सागर.

॥ ॐ प्रभुजी ॥



ॐसद्गुरु

# अक्षयवृक्ष

( માત્ર એક જ ડાળ અહીં ચિતરવામાં આવ્યું છે. )

ૐપરમહંસ સ્વામી બ્રહ્માનન્દજી
( શ્રી કાશીપુરી )
|
પરમહંસ મહાત્મા અખાજી
|
પરમહંસ લાલદાસજી
|
પરમહંસ હરિકૃષ્ણજી
|
પરમહસ જીતા મુનિ નારાયણ
|
પરમહંન કલ્યાણદાસજી
|
પરમહંમ સ્વામી પૂર્ણાનન્દજી
|
પરમહંસ સ્વામી ધ્યાનાનન્દજી મહારાજ
|
શ્રીમાન ભગવાનજી મહારાજ
કહાનવા બંગલો

ॐ

जुग जुग जीवो ! अखाजी !

॥ गुरुजी ओ....म् ॥ जुग जुग ०

जा वडभागीको छेल्लो जनम हो,

ताको सनेही, सखा जी !

॥ गुरुजी ! ओ....म् ॥ जुग जुग ० ॥ १ ॥

गात बनत नाहि सद्गुरुमहिमा !

शेष विरंची थक्या जी ।

॥ गुरुजी ! ओ....म् ॥ जुग जुग ० ॥ २ ॥

लालदास, हरिकृष्ण, जीवणजी,

गौरी, रतनबा, जीताजी !

॥ गुरुजी ! ओ....म् ॥ जुग जुग ० ॥ ३ ॥

परमहंस अवधू कल्याणा !

जाग्रत नर नीरख्या जी !

॥ गुरुजी ! ओ....म् ॥ जुग जुग ० ॥ ४ ॥

सागर गुरु सुर राज प्रसादे,

अलख अखा ओळख्या जी !

॥ गुरुजी ! ओ....म् ॥ जुग जुग ० ॥ ५ ॥

॥ ॐ सद्गुरवे परमात्माने नमः ॥

ॐनमो परमात्मने . सद्गुरु श्री भगवन्त !
सत् वाणी . मन विमळ हो ! हरिगुरुसन्तमहन्त ! –

गुरु गुरु गुरुदेवकी जय ।
जय जय गुरुदेवकी जय ॥
॥ गुरु गुरु गुरु ० ॥
( धून. )

ॐ सद्गुरु

# ઉપોદ્ઘાત





ગુરુ મહારાજની દયા તો અગમ દયા છે અને એ જ દયા પરમાત્માની દયા કહેવાય. આ સન્તોની વાણી રૂપી એક પરમ પૂજ્ય અને પરમ મંગલ મૂર્ત્તિ આપણે પૂજવા માટે એ જ પરમ દયાના પુણ્યપ્રવાહમાંથી આજે આપણને જડે છે. બાહ્યાંગમાં આ વાણી અદ્ભુત દેવમૂર્ત્તિ છે અને અન્તરંગમાં આ વાણી અદ્ભુત વેદમૂર્ત્તિ છે. સન્તોની વાણી એટલે જ વેદ-વાણી અને સંત એટલે જ વેદાતીત. સન્તોની આ વાણીને જેમ જેમ વિધિપૂર્વક સેવતા જઇયે છીએ અને

પચાવતા જઇયે છીએ, તેમ તેમ આ સત્યનો સાક્ષાત્કાર જરૂર જ થાય છે એમ જાતનો અનુભવ કહે છે. ફુલાનવા બંગલાના શ્રીમાન્ ભગવાનજી મહારાજ આ સન્તોની વાણી પ્રસિદ્ધ કરીને વેદાતીત નિર્ગુણ વસ્તુનું આ એક પરમ સુન્દર સગુણ મન્દિર આપણને ખોલી આપે છે; અને એથી કરીને શ્રીમાન્ ભગવાનજી મહારાજ દ્વારા આપણા ધર્મના, ઇતિહાસના તેમ જ તત્ત્વજ્ઞાનના સાહિત્યમાં એક નવો જ પડદો ઉઘડે છે. ॥ ॐगुरु ॥

શ્રીમાન્ ભગવાનજી મહારાજ, સન્તોની વાણી રૂપી આ દેવમૂર્તિ અથવા વેદમૂર્તિનાં આપણને દર્શન કરાવીને, એક પુરાણી પ્રણાલિકા બતાવે છે – એક માર્ગ બતાવે છે – એક રાહ બતાવે છે – પરમહંસ મહાત્મા કલ્યાણદાસજીથી માંડીને પરમહંસ મહાત્મા અખાજી જેમનું અક્ષય નામ વેદાન્ત શબ્દની સાથે જ વણાઇ ગયેલુ છે એટલે મુલ્કમશહુર છે, તે અખાજી સુધી, એક સીધી સડક છે, સીધો પ્રવાહ છે, એ નવી જ વાત આપણને તેઓ સ્પષ્ટ બતાવે છે. શ્રીમાન્ ભગવાનજી મહારાજની સાથે આ અખાજીની પ્રણાલિકાની સડક આવે પ્રકારે કરીને જોડાયલી છે: પરમહંસ સ્વામી શ્રી દયાનાનન્દજી મહારાજ જેમને આ ગ્રન્થ અર્પણ કરવામાં આવ્યો છે તેઓ શ્રીમાન્ ભગવાનજી મહારાજના ગુરુ, એમણે પોણોસો વરસ જેટલી મુદત પરમહંસ કલ્યાણદાસજીની સમાધિના આશ્રમમા ગાળેલી, અને આ બધા સાહિત્યનો પુનરપિ પુનરપિ અભ્યાસ કરેલો, પોતાને હાથે સુન્દર પ્રતો ઉતારેલી અને એ જીવન છે એમ એમને સમજાયલું. એક વાર હાથની લખેલી આવી જૂની એક ન્હાનકડી ચોપડી લઇને

એક બાવાજીને એમણે બત્રીસ રૂપિયા આપ્યા હતા. ગુરુના શબ્દને માટે આટલી લાગણી રાખીને, એમણે આ બધું સાહિત્ય રત્નભંડારની પેઠે સાચવીને સંગ્રહી રાખ્યું હતું. સ્વામી શ્રી ધ્યાનાનન્દજી મહારાજના ગુરુ સ્વામી શ્રી પૂર્ણાનન્દજી પૂર્વાશ્રમમાં કહાનવા ગામના મુખી હતા. પરમહંસ મહાત્મા કલ્યાણદાસજીનો ભેટો એમને થયેલો. આ ગ્રન્થમાં છેલ્લી વાણી પરમહંસ મહાત્મા કલ્યાણદાસજીની છે. કહાનવા બંગલો, જ્યાંથી આ ગ્રન્થ પ્રસિદ્ધ થાય છે, તે સ્થાન પરમહંસ મહાત્મા કલ્યાણદાસજીની સમાધિનું સ્થાન છે.

## परमहंस महात्मा कल्याणदासजी

મહાત્મા અખાજીની પ્રણાલિકાના આ પરમહંસજી છેલ્લા અવધૂત છે કે જેઓને સમાધિ લીધે આજે બરાબર સો વર્ષ થાય છે. પોતે માટીના શરીરમાં વિલસતા હતા, ત્યારે આ રાયણના વૃક્ષ ઉપર જ એમનું આસન રહેતું હતું. કહે છે કે એક અલ્ફી, એક ચિમટો અને એક છતરી એટલું રાખતા અને દેશમાં વિચરતા. વડોદરાની પાસે તરસાળી ગામ છે, એ ગામને ગોંદરે મહાત્મા કલ્યાણદાસજીએ અલખ જગાવ્યો હતો. એક માઇ ખેતરમાં ભાત આપવા જતી હતી, તેની પાસે બાવાજીએ રોટી માગી અને માઇએ બે રોટલા આપ્યા. ખેતરમાં ખાનારે જોયું તો રોટલા ખૂટે જ નહીં! બાઈને કારણ પૂછયું: બાઈએ કહ્યું કે 'બીજું તો કંઇ બન્યું નથી પણ બાવાજીને બે રોટલા આપ્યા હતા.' બાવાજી ઉપર આખા કુટુંબનો અને શેરીવાળાઓનો ભાવ થયો. કેટલોક વખત તો ભાવ ચાલ્યો, પણ પાછળથી ગામના લોકોને ઠીક ન લાગ્યું અને બાવાજીને ચાલ્યા જવાનું કહ્યું. જતી

વખતે તળાવમાં-પાણી ઉપર થઇને પાવડી પ્હેરીને બાવાજી તરસાળી છોડી ગયા. તે વખતે તરસાળીના બધા લોકોએ બહુ નમ્રતાથી ક્ષમા માગીને ત્યાં રહેવાની આજીજી કરી, પણ મહાત્મા કલ્યાણદાસજી ત્યાંથી ચિત્રાલ ચાલ્યા આવ્યા. ચિત્રાલ પાદરા તાલુકાનું એક ગામ છે અને કહાનવા બંગલાથી એ સવા માઇલને છેટે છે. મહાત્મા કલ્યાણદાસજીને ચિત્રાલમાં પણ તરસાળીના જેવું જ થયું. ચિત્રાલ એમણે છોડયું ખરૂં, પણ ચિત્રાલ ઉપર એક કાયમનો ઉપકાર – એક કાયમનું સ્મરણ તેઓ મૂકતા ગયા છે. બન્યું એવું કે બાવાજીએ જ્યારે ચિત્રાલને ગાંદરે અલખ જગાવ્યા ત્યારે માઇઓ ઘણી આવતી હશે, ભિક્ષા આપતી હશે, ભજન કીર્ત્તન સાંભળતી હશે – ગાતી હશે. એક વાર એ માઇઓએ ફર્યાદ કરી કે "બાપજી! ઘર સૂનાં મૂકીને રોજ શી રીતે ઓટી થવાય? વાંદરાંનો ત્રાસ બહુ છે." મહાત્મા કલ્યાણદાસજીએ તે દિવસે વચન આપ્યું કે "માઈ! તુમ્હારે ગામમેં બન્દર કભી નહીં આયગા!" તે દિવસથી ચિત્રાલ ગામમાં આજ સુધી વાંદરૂં બિલકુલ આવતું નથી. વીસ વરસથી આ લખનાર આ વાત જાતે જુવે છે. પાસેના ખેતરમાં વાંદરાં આવે છે, બધાં ગામોમાં આવે છે, ખુદ કહાનવા બંગલો જ્યાં પોતાની સમાધિ છે ત્યાં બેશુમાર વાંદરાં આવે છે. માત્ર ચિત્રાલમાં જ નહીં! આમ છતાં એ ચિત્રાલ એમને છોડવું પડયું. ચિત્રાલથી પોતે કહાનવે આવ્યા – કહાનવાથી જંબુસરને રસ્તે જાગા નામની એક જગા છે, ત્યાં પ્હેલાં ઘીચ અરણ્ય હતું, ત્યાં એમણે અલખ જગાવ્યા; પણ પરિચિત હરિજનોને દર્શન અને સેવાસમાગમ માટે એ સ્થાન બહુ જ વિકટ હતું, તેથી તેમણે સ્થાન બદલવા માટે બહુ આજીજી કરી. છેવટે આ રાયણનું વૃક્ષ જેનાં આપણે

આજે દર્શન કરીએ છીએ તે એમણે શોધી કહાડ્યું અને એનાં ઉપર આસન જમાવ્યું. મહાત્મા અખાજી એક સ્થળે કહે છે કે 'પોતાનો નિશ્ચય નવ ચળે, સામાનો સંકલ્પ જ ફળે' એ પ્રમાણે પૂર્ણ પુરુષોનું યદૃચ્છાવિચરણ, એમાં કુદરતનો કંઇ ને કંઇ આન્તર હેતુ હોય છે. કહાનવામાં સ્વામી શ્રી પૂર્ણાનન્દજીને એટલે તે વખતના ભગવાનજી પટેલને કહાનવાથી ચાર પાંચ ગાઉ દૂર મહી નદી ઉતરીને દર પૂર્ણિમાએ એક સંત મહાત્માનાં દર્શનસમાગમ કરવા જવાની ટેક હતી, એ સંત મહાત્માનું નામ બાવા પ્રેમદાસજી. કહે છે કે એક વખતે મહી નદીમાં ચારે કાંઠે પાણી આવ્યું અને બાવા પ્રેમદાસજીને કહાનવાના ભગવાનજી માટે બહુ ચિન્તા થવા લાગી, કે વખતે એ નદીના પૂરમાં ડૂબી જાય. ગુરુ મહારાજનું ભજન કરતા કરતા કહાનવાના પટેલ છેવટે આવી પહોંચ્યા અને બાપજીને ચરણે પડયા – બાપજીને જાણે જીવમાં જીવ આવ્યો એમ ચિન્તા દૂર થઈ. પણ તે દિવસથી ભગવાનજીને મનાઇ કરી દીધી કે હવે કદી આવવું નહીં. સાથે સાથે એવું આશીર્વચન પણ આપ્યું કે "થોડા વખતમાં ત્હેને એક જબરા સંત મહાત્મા મળશે, માટે આવવાની હવે જરૂર નથી."

આ સંત મહાત્મા તે પરમહંસ કલ્યાણદાસજી. ભેટો થતાં જ ભગવાનજી પટેલે એમને પોતાના ગુરુદેવ – પોતાના ઇષ્ટદેવ તરીકે પિછાની લીધા. ત્યાગવૃત્તિ અને ફકીરી હાલની મસ્તી તેમ જ યોગની અબધુતી ખુમારી એ એમનાં લક્ષણો, એમની વાતો ઉપરથી તેમ જ એમની વાણી ઉપરથી આપણે જોઇયે છીએ. કહે છે કે, એક વાર વડોદરાના મહારાજા શ્રીમન્ત સયાજીરાવ બીજાના કાકા શ્રીમન્ત જયસિંહરાવ ગાયકવાડ, મહાત્મા કલ્યાણદાસજીના દર્શનાર્થે આવ્યા હતા.

એમણે નાસુરના હઠીલા દરદનું નિવેદન કર્યું. મહાત્મા કલ્યાણ-દાસજીએ પોતાની ધુણીની ખાખ આપીને કહ્યું કે, 'મદ્ય અને માંસ, એ બે વર્જ્ય કરવાથી નાસુર જરૂર મટી જશે.' અને તે પ્રમાણે મોટા દાક્તરોથી નહીં મટેલું, એવું દર્દ બાવાજીના વચનથી મટી ગયું. જયસિંહરાવ ગાયકવાડે પહેલાં તો સોના મહોરો અને એવું દ્રવ્ય ભેટ મૂકેલું, પણ એ તો બાપજીએ લોકોમાં વહેંચાવી દીધું અને તેથી તે પછી પોતાની યાદગિરી માટે કંઇ ને કંઇ સ્વીકારવા બહુ આજીજી કરી. આ ઉપરથી પોતે કહ્યું કે, 'થોડા વખતમાં ગુરુમહારાજના હુકમથી સમાધિ લેવાનું થશે અને એટલા માટે તું એક બંગલો બંધાવી મૂક. એમાં હું રહીશ.' અત્યારે સમાધિ ઉપર જે બંગલો છે તે શ્રીમન્ત જયસિંહરાવ ગાયકવાડે પહેલેથી બંધાવેલો અને પછી પોતે સમાધિ લીધેલી. તે ઉપરથી જ આ સ્થાન બંગલો એ નામથી પ્રસિદ્ધિ પામ્યું છે. હજારો માણસો વચ્ચે વાજતે ગાજતે ઉત્સવપૂર્વક પોતે વાત કરતાં કરતાં* બ્રહ્મરંધ્રમાં પ્રાણનો લય કર્યો અને ॐ શાન્તિ. કહે છે કે સમાધિ લીધા પછી તો સુરતમાં એમના બીજા ભક્તોને

---

* તે વખતે પેશ્વા સરકારને બદલે અંગ્રેજ સરકાર સુરતની જ બદલાઈ હતી, (ઇ. સ ૧૮૨૦) તેથી તે સમયના અંગ્રેજ કલેક્ટર મિ. ગ્રૅન્ડે મહાત્મા કલ્યાણદાસજીને જીવતા સમાધિ લેવાની મનાઇ મોકલી હતી. છેવટે કલેક્ટરે એવી શરતે સમાધિ લેવા દીધી હતી કે એની રૂબરૂ સમાધિ લેવામા આવે. સમાધિ લેતી વખતે એ હાજર રહ્યો અને પરમહંસ મહાત્મા કલ્યાણદાસજીએ એની જ સાથે ઠેઠ સુધી વાતો કર્યા કરી. એને સમજાવ્યું કે 'ગુરુનો હુકમ એટલે પરમાત્માનો હુકમ' અને 'જે પરમાત્માનો હુકમ પાળે છે, તે પરમાત્માની સાથે એક થાય છે.' મિ. ગ્રૅન્ડે આ મહાત્માની હકીકતનો રિપોર્ટ કર્યો હતો, અને તે ઉપરથી મિ કૅમ્પબેલના ગૅઝીટિયરમાં આ વિશે ઉલ્લેખ છે.

જુવો – ગૅઝીટિયર, વૉ. ૨ . ૧૪ : પૃ ૫૬૫.

દર્શન દીધાં હતાં. ન્હાના મ્હોટા ચમત્કારોની આવી બહુ બહુ વાતો ચિત્રાલ, કહાનવા અને બીજાં ગામોમાં ચાલે છે : પરમહંસ મહાત્મા કલ્યાણદાસજીને ચિત્રાલ, કહાનવા અને બીજાં આસપાસનાં ગામોના લોકો પોતાના ગુરુની પેઠે ગણે છે, એમની સમાધિ પૂજે છે અને ભાવથી માન આપે છે. જો કે મહાત્મા કલ્યાણદાસજીને કોઇ પંથ કે કોઇ ધર્મ ચલાવવાનો હતો જ નહીં. તેઓ તો અબધૂત છે, ઉન્મત્ત જોગી છે – જેવા કે ગુરુદત્ત અબધૂત ! એમની તો પળેપળની એક જ ધૂન :–

જય ગુરુ જય ગુરુ દત્ત દિગંબર –
ત્રિગુણાતીત સ્વયં પરમેશ્વર ! જય ગુરુ ૦

એમની વાણી જરા જોઇયે. પોતાના અબધૂત હાલનું નિરૂપણ તેઓ કેવું કરે છે :—

કવિત

કોઉ જોગી જંગમસુ ભસમ ચડાયે અંગ,
માયાકે લિયે રંગ ભટકત ભમત હૈ !
દિગંબર મુનિ જોય, સાધુ સન્ત બહુ સોય,
તામેં બચ્યો નાહીં કોય ! મોહનીસ્વરૂપ હૈ !
ત્યાગી સબ માયાકો, લાગી લેહ રામનામ,
શ્રમના જગત ભાગી ! કલ્યાણકી કહત હૈ !
ધૂતારી માયાને સબ જગ ધૂત લિયો !
ધૂતે બિન રહ્યો એક ઐસો અબધૂત હૈ !

( સંતોની વાણી, પૃ. ૧૭૨. )

અને, મહાત્મા કલ્યાણદાસજીનો કાફરબોધ ! જેના અન્તરમાં કુફ્ર એટલે પડદો છે, જેના અન્તરમાં આંટી છે તેનું

સમજ લે, ભાઇ ! તું ! સાંઇ સાચા કરો !
આપકી ફિકર કર આપ ખોજે !
રામરહિમકો દેખ, દેદાર કર,
નામ લોલીન કાહે ન ગાવે ?

* * * *

કહત કલ્યાણ દર્વેશ દુનિયાકે બીચ !
હક્ક ચાલે તબ હક્ક પાવે . ... ... ... ૯
( સન્તોની વાણી, પૃ ૧૭૬ )

મહાત્મા કલ્યાણદાસજીનો કાફરબોધ કહે છે કે હીન્દુ યે કાફર નહીં અને મુસલમાને કાફર નહીં; જેના દિલમાં કુફ્ર એટલે કૂડકપટનો પડદો હોય, આંટી હોય તે કાફર, અને એ પડદો, એ આંટી દૂર થાય તો જ પાક દેદાર એટલે આત્મદર્શન થાય અને એટલા માટે જ સન્ત પુરુષોની સેવા, એમનો સત્સંગ અને એમની વાણીનું મનન. આટલા માટે જ ફકીરો શિખવે છે કે

દિલ સફા તો દેદારકા નફા.

આર્યોના વેદાન્તમાં પણ વૈરાગ્ય, વિવેક, ષડ્સંપત્તિ અને તે પછી જ મુમુક્ષુતા આવે છે. ક્રમે ક્રમે પગથિયે પગથિયે જીવાત્મા ચ્હડે તો જ મુમુક્ષુતા જાગે અને ટકે. નહીં તો મહાત્મા કલ્યાણદાસજીનો જ્ઞાનનો ચાબુક સૌ કોઇને માટે તૈયાર છે :–

કહેણીવાળા રે ! રહેણી વિના રદ મળશો ;
રહેણી વિના તમે રદ મળીને, અવળે મારગ ચડશો. ક૦ ૧

અતીત થઇને ભગવા પહેરી, ભભૂત ગોળા ધરશો,
જંતર મંતર મ્હોટા થઇને, દ્રવ્ય પરાયો હરશો ! ક૦ ૨
૨

જટાનાં બાંધી છાપા તિલક, વાદ ઘણેરા કરશો !
પરને શિખામણ દેઈને, પેટ તમારું ભરશો ! ક૦ ૩

આતમ તત્ત્વ એક ન ચિન્યો, કોગટ ફેરા ફરશો !
કહે કલ્યાણ અમીરસ ઢોળીને, કિયે ઠેકાણે ઠરશો ? ક૦ ૪
(સન્તોની વાણી, પૃ. ૧૭૦)

સબ ઘટ સરખા રામ ! સાધો !
સબ ઘટ સરખા રામ ! —

આ જ અનુભવનું નામ જ્ઞાન. એમાં ધોળાં ભગવાં કંઈ ચાલે નહીં ! એમાં દેશ વેષ ચાલે નહીં. સત્ એટલે જ ત્રિકાલાબાધિત અને એમાં રહેણી અને કહેણીનો વિરોધ એટલે જ મનની મમતા. એ મમતાનો નાશ એ જ મનનું મરવું અને પરમહંસ કલ્યાણદાસજી શિખવે છે કે

ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય છે, ને શુભ વિચાર આવે રે,
કલ્યાણ કહે રે આ નરને તો, આ જ ફેરો ફાવે રે !
સદ્ગુરુનાં વચન હૃદે ધરો.

ગુરુ રે કર્યાં પણ ગરજ નહીં, ગરજ વિના જ્ઞાન ન આવે રે;
જ્ઞાન વિના નર પાવૈ જેવા, એ નર નારીમા નાવે રે !
સદ્ગુરુનાં વચન હૃદે ધરો.
(સંતોની વાણી. પૃ. ૧૭૩)

કહે છે કે, નીચેનું ભજન પરમહંસ કલ્યાણદાસજીએ ચિત્રાલના લોકોને કહેલું છે, પણ એ સૌ કોઈને મહત્ત્વનું છે

શું જાણે ભક્તિ વનચર વગડાના રે વાસી રે !
પાસે જઈને પ્રમોદીએ તો નિશ્ચે જાયે ન્હાસી રે !
શું જાણે ભક્તિ૦ ૧

સાધુ પુરુષનો સંગ ન કીધો ! આપોઆપ ઉદાસી !
રખડતાં શાં વનમાં ભમતાં ! ભૂંડી વાતો ભાસી રે !
શું જાણે ભક્તિ૦ ૨

કયાંથી આવ્યાં ? કયાં જાવું છે ? જોયું નાહીં તપાસી !
આત્મદષ્ટિનો મર્મ ન જાણ્યો ! હરિ વિના થઇ હાંસી રે !
શું જાણે ભક્તિ ० ૩

કહે કલ્યાણ રઘુનાથ ભજનરો, ઘટમાં ગંગા કાસી રે !
શું જાણે ભક્તિ વનચર વગડાનાં રે વાસી ? !
શું જાણે ભક્તિ ० ૪

પરમહંસ કલ્યાણદાસજીની પહેલી જ સાખી :–

લાલ ગુરુ પરમાત્મા, ત્રિગુણાત્માની ટેક,
હરિકૃષ્ણ, જીવણ, નારાયણમાં ઓલખણહારો એક. –
ગુરુ ગુરુ ગુરુદેવકી જય !
જય જય ગુરુદેવકી જય ! ०

આ સાખી આપણને પરમહંસ કલ્યાણદાસજી મહારાજના ગુરુ પરમહંસ જીતા મુનિ નારાયણનાં દર્શન કરાવે છે અને તેથી પણ આગળ ઠેઠ પરમહંસ લાલદાસજી સુધી લઇ જાય છે. કહાનવા બંગલાનું ઝાડ મહાત્મા અખાજી સુધી આવી રીતે પહોંચે છે :–

ૐ

## ૐપરમહંસ સ્વામી શ્રી બ્રહ્માનન્દજી.

( શ્રી કાશીપુરી. )

|


ૐ પરમહંસ સ્વામી શ્રી બ્રહ્માનન્દજી ( શ્રી કાશીપુરી. )
બૂટાજી
ગોપાળ
અખાજી
નરહરદાસજી
વિદ્યાધર
લાલદાસજી
હરિકૃષ્ણજી
જીવણદાસજી
જીતા મુનિ નારાયણ
કલ્યાણદાસજી
પૂર્ણાનન્દ સ્વામી
ધ્યાનાનન્દ સ્વામી
ભગવાનજી મહારાજ.

અખાજીને બ્રહ્માનન્દ સ્વામી કાશીમાં મળ્યા અને તે પછી અખાજીની જેટલી વાણી પ્રસિદ્ધ થઇ છે તેટલી જ બીજી અપ્રસિદ્ધ વાણી આ બંગલાના ભજનભંડારમાં છે, અને એમાં બહુ અદ્‌ભુત વાતો છે. સંતોની વાતો જ અદ્‌ભુત છે – સંતો જાતે જ અદ્‌ભુત છે. બ્રહ્માનન્દ સ્વામીના ચાર શિષ્યો :– બૂટાજી, ગોપાળ, અખાજી અને નરહર. એક આવી સાખી સંતોમાં પ્રચલિત છે :–

અખાએ કર્યો ડખો, ગોપાળે કરી ઘેંશ ;
બૂટે કર્યો ફરો, નરહરને કહે શીરાવા બેશ.
ૐ હરિગુરુસંતનકી જય જય ॥ હરિગુરુ ૦ ॥

અખાજી (ઇ. સ. ૧૭૦૫) અને કલ્યાણદાસજી (ઇ. સ. ૧૮૨૦) વચ્ચે ૧૧૫ વર્ષ થયાં. કલ્યાણદાસજીને આજે ૧૦૦ વરસ થયાં ॥ ૐ ॥ હરિગુરુ ॥

અખાજી પછી લાલદાસજી તેમ લાલદાસજીની સાથે અખાજીની પાસેથી ઉપદેશ મળ્યો હોય એવા એક બીજા વિદ્યાધર સ્વામી થયા છે અને લાલદાસજીમાંથી જેમ હરિકૃષ્ણજી અને જીવણદાસજી, તેમ વિદ્યાધરમાંથી પણ એક લાંબી ડાળ ચાલે છે, અને એમાં ઘણા સંતોનાં નામ આવે છે. જીવણદાસજી પછી પણ વખતગિર અને પછી બીજાં નામો આવે છે, તેમજ હરિકૃષ્ણજી પછી જીતા મુનિ નારાયણનું નામ આવે છે, તેમ બીજાં ઘણાં નામો આવે છે અને એ દરેકની નીચે લાંબાં ડાળ અને પાંખડાં ચાલે છે અને આ પ્રમાણે આ અખાજીનું ઝાડ એવું તો મ્હોટું ગંભીર અને ઘટાદાર અક્ષય વૃક્ષ થાય છે કે એમાંથી ગુજરાતના મ્હોટા મ્હોટા ભક્તોનાં, સંતોનાં અને આચાર્યોનાં આપણને દર્શન થાય છે. વિદ્યાધર, હરિકૃષ્ણજી, જીવણદાસજી અને જીતા

મુનિ નારાયણ જેમનું આશ્રમસ્થાન સુરત, અશ્વિની કુમારને સામે આરે ઉત્તરેશ્વર નજીક છે ) એમનાં ડાળનો વિસ્તાર જબરો છે–શાખા પ્રશાખાઓ બહુ ફેલાયલી છે: પણ આપણે એ બધી વિસ્તારી વિગતમાં નહીં ઉતરીએ. માત્ર એ બધા હરિગુરુસન્તોનું આપણે અદબદ સ્મરણ કરીશું અને એમનો જયજયકાર ગાશું:–

હરિગુરુસંતનકી જય જય !
હરિગુરુસંતનકી ૦

મહાત્મા કલ્યાણદાસજીની એક સાખીએ આપણને આટલું સંતસ્મરણ કરાવ્યું અને હવે આપણે

## परमहंस महात्मा जीता मुनि नारायण

નાં દર્શન તરફ વળીશું. કલ્યાણદાસ મહારાજના ગુરુ જીતા મુનિ નારાયણનો નિવાસ સુરતની પાસે અમરોલીમાં હતો. એમનું પહેલું ભજન જ એમની બધી વાત કહી દે છે:–

સો કરીએ, સો કરીએ, સુમરણ સો કરીએ, સો કરીએ;
એક દું–દુંને પરહરીએ, સુમરણ સો કરીએ, સો૦ કરીએ:
સંતોની વાણી પૃ. ૧૩૩

પરમહંસ કલ્યાણદાસજીની પેઠે એમના ગુરુ **પરમહંસ જીતા મુનિ નારાયણ**ની પણ બહુ અદ્ભુત વાતો સુરત પાસેનાં ઉત્તરાણ, અમરોલી વગેરે ગામોમાં ચાલે છે. ઉત્તરાણનો એમનો ન્હાનકડો, પરમ શાન્ત અને સુન્દર આશ્રમ તાપી નદીને કિનારે અશ્વિનીકુમારની બરાબર સામે છે. પોતે ઘણું ખરું અબધૂત હાલમાં જ રહેતા–અને

કોઇ કોઇ વાર જ્ઞાનચર્ચા પણ કરતા*. ગોવાળીઆના છોકરાઓ અને બીજાઓ ઢોર ચરાવવા આવે, તેમની બધાની સાથે બાવાજી ખેલ્યાં જ કરતા. કહે છે કે કોઇ કોંઇ વાર તો ધૂળમાંથી અને કાંકરામાંથી સાકર બનાવી દેતા! ખરે, મહાપુરુષોની લીલા અદ્ભુત છે, અને એમની વાણી તો ખરેખર જ એવી અદ્ભુત છે કે જો ધૂળ અને માટી પણ એને પથ્ય–પૂર્વક સેવે તો જરૂર જ ધૂળ અને માટીને પણ એ સાકર જ બનાવી દે. આપણે એમનાં વચનામૃતથી પાવન થઇયે :–

હા રે, ભાઇ! માયાથી તો ડરીએ,
પરભુને વ્હાલા કરીએ,
એક રામ રામ ઓચરીએ–
સુમરણ સો કરીએ – સો કરી એ સો ० ૩

શ્વાસોશ્વાસે સુમરણ કરીએ,
એવો ભાવ જ નિશ્ચે ધરીએ,
તો નારાયણને વરીએ–
સુમરણ સો કરીએ – સો કરીએ સો ० ૪

---

* કહે છે કે, તાપીને સામે કિનારે બીજા એક બાવાજીનું આસન હતું. તેઓ પણ એવા જ અબધૂત હતા. આ બન્ને મન્તો ઘણી વાર નદી ઉતરીને પરસ્પર એકઠા થતા. મહાત્મા શ્રીમન્નૃસિંહાચાર્યજીની સાથે જેમનું નામ જોડાયલું છે તે બ્રહ્મચારીજી શ્રીમાન્ મોહનલાલજી તથા મહાત્મા સંતરામજી તથા મહાત્મા ચિદાનન્દજી અને બીજા એવા કેટલાક મહાત્માઓના નામો પરમહંસ છોતા મુનિ નારાયણની સાથે અક્ષયવૃક્ષના ડાળા પાખડામા આવે છે, પણ એ બધા ડાળા પાખડા અને પાંદડા વાળુ આખું અક્ષયવૃક્ષ અહીં ચિતર્યું નથી. પરમહંસ સ્વામી શ્રી બ્રહ્માનન્દજીથી કે મહાત્મા અખાજીથી માંડીને અત્યાર સુધીની બધી શાખાઓ સાથે જો પૂરેપૂરૂ ઝાડ કહેવામાં આવે તો કદાચ સો કરતા પણ વધારે સંત પુરુષોના નામ જડે અને એ શાખાઓ ક્યાની ક્યાયે ફેલાયલી નીકળે! ॥ ૐ સદ્ગુરુ ॥

મન, પવનને એક જ કરીએ,
ત્યારે પોતે પોતામાં ભળીએ,
. મુનિ જીતા એથી તરીએ –
સુમરણ સો કરીએ – સો કરીએ. સો ૦ ૫

પરમાત્મપ્રાપ્તિ માટે પોતે કયાં સાધનોને સર્વોપરિ મહત્વ આપે છે, એ પોતાનો અનુભવ પોતાની વાણીમાં વિસ્તારથી ગાય છે. આપણે આપણાં કર્ણદ્વારને પવિત્ર કરીએ :–

લગ રહીએ, લગ રહીએ, હરિશું લગ રહીએ, લગ રહીએ;
સદ્‌ગુરુને શરણે જઇએ, હરિશું લગ રહીએ, લગ રહીએ.
લગ રહીએ ૦ ૧

સદ્‌ગુરુની કિરપા થાશે,
ત્યારે આતમરામ ચિન્હાશે,
ત્યારે જનમ, મરણ ભે જાશે –
હરિશું લગ રહીએ, લગ રહીએ, લગ રહીએ ૦ ૨

* * *

મુનિ જીતા કહે તમે માનો
સદ્‌ગુરુનું વચન પ્રમાણો,
ત્હીં મમતા શાને તાણો ? –
હરિશું લગ રહીએ, લગ રહીએ, લગ રહીએ ૦ ૫

( સન્તોની વાણી, પૃ. ૧૩૪ )

અને આ ભજન પણ ઊંડી ઊંડી અસલી રાહની વાતો આપણને શિખવે છે :–

તે કહીએ, તે કહીએ, સાધુ તે કહીએ, તે કહીએ;
જે માન ગુમાન ન લહીએ, સાધુ તે કહીએ, તે કહીએ.
તે કહીએ ૦ ૧

જેને રોમ રોમ રંગ લાગ્યો,
તેના દલનો ધાંખો ભાગ્યો,
મન વાણીથી રહે આઘો –
સાધુ તે કહીએ, તે કહીએ, તે ૦ ૨

જે આઠે પ્હોર ઉદાસી,
સાધુ ઉન્મુનિના વાસી,
તેને શું કરશે ચોરાસી ? –
સાધુ તે કહીએ, તે કહીએ, તે ૦ ૩

જે મન ધ્યાન સુરતસેં ધાયે,
સોહંગ શબ્દે સમાયે,
એક રામ રામ ગુણ ગાયે. –
સાધુ તે કહીએ, તે કહીએ, તે ૦ ૪

જે સુરત નૂરતને જાણે,
તે ધૂન શૂન્યમાં આણે,
પછી જોગમાયા પરમાણે ! –
સાધુ તે કહીએ, તે કહીએ, તે ૦ ૫

મુનિ જીતા તે શું જાણે ?
ગુરુ હરિકૃષ્ણપી એ માણે,
જે ભાવ ભક્તિ પરમાણે. –
સાધુ તે કહીએ, તે કહીએ, તે ૦ ૬

( સન્તોની વાણી, પૃ. ૧૩૭. )

આ આખું ભજન અલખના દેશનો અસલી રાહ ઉઘાડી આપે છે. ‘ જે આઠે પ્હોર ઉદાસી, સાધુ ઉન્મુનિના વાસી ’–એ આ મહાત્માના હાલ છે અને હાલ એટલે ચડે ને ઉતરે એવા તાણુતના ફકીરોની પેઠે હંગામી હાલ નહીં, પણ એ એમની ભૂમિકા છે કે જ્યાં તેઓ સ્થિત છે. જુવો ‘ સ્થિતપ્રજ્ઞ. ’ મ. ગી. અ. ॥ ૨ ॥ અને આ એમની અન્દરની ધૂન અને એમનો સ્વાનુભવ :–

ब्रह्मैवाहं ब्रह्मैवाहम् ।
मनबुद्धि नाहं नाहम् ॥
॥ ब्रह्मैवाहं ब्रह्मैवाहम् ॥

'સુરત નૂરતને જાણે, તે ધૂન શૂન્યમાં આણે'-આ એમની સમજણ છે: પણ આ બ્રહ્મસમાધિ અને આ શૂન્યમાં ધૂન એટલે 'શૂન્યવાદ' (નિહિલિઝમ) નહીં, ઉપરછલું જ્ઞાન નહીં. એટલું જ નહીં, પણ આ જ્ઞાન એટલે યોગની સુષુપ્તિ પણ નહીં. કેવલ અદ્વૈતને ક્રમે ક્રમે જીવાત્માને અનુભવ થઇને એવો સર્વાત્મભાવ થાય કે જેવો આપણે સન્તપુરુષોનાં જીવનોમાં જોઇએ છીએ અને ભણીએ છીએ. સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ શરીરોનાં જીવાત્માનાં વળગણો, મન, બુદ્ધિ અને ચિત્તના તેની સાથેના સૂક્ષ્મ સંબન્ધો, તેનાં બધાં પરિણામો અને તેનાં સર્વતઃ નિવારણો, આ બધું વિધિપૂર્વક બન્યા વગર શૂન્યમાં ધૂન આવતી જ નથી. એ અનુભવ બુદ્ધિ ઓાટ્યાં કરે એટલું જ, પણ શાન્તિ અને સંતપણું આવતાં નથી, અને સુરત નૂરત રૂપી ચેલા અંદર ચેતતા જ નથી! વેદાન્ત જ્ઞાનના પ્રત્યક્ષ અનુભવ માટે સૌથી પહેલું તો વૈરાગ્ય જોઇએ અને વૈરાગ્ય ખરેખરો આવે ત્યારે જ મુમુક્ષુને ગુરુનાં દર્શન થાય; પાંચભૌતિકમૂર્તિઓ બધી યે નાશવન્ત અને જૂઠી, એ વેદાન્તનો સૌથી અગત્યનો અને દરેક મુમુક્ષુએ વારે વારે ગોખી ગોખી ને પચાવવાનો સિદ્ધાન્ત છે; આમ છતાં પણ ગુરુની મૂર્તિ નાશવન્ત હોવા છતાં, ગોવિન્દરૂપ માનવામાં આવે છે. આવા મહાત્માઓનો અનુભવ કહે છે કે શબ્દ પોતે ગુરુ છે - ગુરુ પોતે શબ્દ છે. જીવતા દેહથી જેમ છાયા જુદી પાડી શકાતી નથી, તેમ શબ્દને ગુરુથી અને ગુરુને શબ્દથી કદાપિ જુજવાં પાડીને ઓળખી શકાતાં નથી. જો ગુરુને અને

શબ્દને જુદા પાડવામાં આવે તો જીવને અને બ્રહ્મને પણ જુદા જ રહેવું પડે ! આટલા માટે જ સતોની વાણીના મંગલાચરણમાં જ અક્ષયગીતાની આ લીટીઓ આપણે જોઇયે છીયે :–

ગુરુ ગોવિન્દ , ગોવિન્દ ગુરુ નામ યુગલ રૂપ એક ;
તેને સ્તવું નીચો નમી , કરૂં બુદ્ધિમાને વિવેક .

પરાત્પર પરબ્રહ્મ જે , તે મનવાણીને અગમ્ય ;
તેનો લક્ષ આપી શકે , તે માટે ગુરુ તે બ્રહ્મ .

શ્વાન , શૂકર , બિડાલ , ખર , તેના ટોળાનો જે જંત ,
તેને મૂકે હરિ કરી , જેને મળે સદ્ગુરુ સંત .

ગુરુમહિમા છે અતિ ઘણો , કો સમજે સંત સુજાણ ;
તે ગુરુગોવિન્દએકતા ભજે , જેને લાગ્યા સદ્ગુરુબાણ .

જેમ રવિ દેખાડે રવિધામને , તેમ ગુરુ દેખાડે રામ ;
તે માટે હરિ તે ગુરુ , ગુરુ ગોવિન્દ એવું નામ .

' ચિદ્ ' શબ્દ્યું તે સંતનુ , જે ગુરુગોવિન્દએકતા ભજે ;
જેમ બીબા માહે રસ ભર્યો , તે વણ ઘડયે રૂપ નીપજે .

જેમ સુવર્ણ કેરી ભેડાર માહે , અન્ય મુદ્રા છે અતિ ઘણી ;
તેમ ગુરુભજનમા સર્વ આવે જો મન વળે ગુરુચરણ ભણી .

જેમ બધિર ન જાણે નાદ સુખને , સ્વાદ ન્હોય રસના વિના ,
તેમ ગુરુ વિના હરિ નવ મળે , જેમ ભોગ ન પામે નિર્ધના .

કહે અખો સૌ કો સુણો , જો ટાળવા હોડો જંતને ;
એ આરતશું ઉરમા ધરો , તો સેવો હરિગુરુસંતને .

( અખેગીતા , કડવું ૧ લું. )

ખરેખર, જો ખરી આરતથી યોગ્ય મુખે શ્રવણ કરીને વારંવાર મનન અને નિદિધ્યાસ કરવામાં આવે તો આવી સન્તોની વાણી જીવાત્માને જરૂર જ સદ્દગુરુના દેશમાં કાયમનો સ્થાપે. ચોરાસી લાખ જનમનું ઉઠેલું મન અને એટલે જ વ્યામોહ ભરેલી આ દુનિયાની માયા બન્ને અવશ્યમેવ ૐ થઇ ગયા વગર રહે નહીં. ગુરુ દત્ત અબધૂત "અબધૂત ગીતામાં" જે गगनोपमोऽहम्‌નો અનુભવ વ્યકત કરે છે તે રગે રગે વહેતા આ અનુભવનું જ નામ છે. આવા મહાત્માઓની વાણી એટલે જાણે ભગવાન્ શંકરાચાર્યજીની અપરોક્ષાનુભુતિ. ૐ तत्सत् ॥

પરમહંસ જીતા મુનિ મહારાજની બધી વાણી વેદાન્તની સાતમી ભુમિકાનો અનુભવ વ્યકત કરે છે. એમના ગુરુ પરમહંસ હરિકૃષ્ણજીનો ઉલ્લેખ તેઓ વારંવાર કરે છે. ગુરુ એ જ પરમાત્મા આવી આ બધા મહાત્માઓની સમજણ છે અને એ જ એમનો છેવટ સુધીનો અનુભવ છે. મહાત્મા અખાજીનો પોતાનો અનુભવ પણ એ જ વાત કહે છે:–

સદ્દગુરુજીએ સાનમા રે સમજાવ્યું સુખ અપાર,
ૐ બ્રહ્માનન્દ સ્વામી અનુભવ્યા રે I –
મને ભાસ્યું છે બ્રહ્માકાર –
હરિગુરુદેવની આરતિ ' ૩

મહાનુભાવજી એ મહેર કરી, સગાંનવી સરવે રીત;
જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ રે, મુને ભાસ્યું છે તુર્યાતીત –
હરિગુરુદેવની આરતિ. ૪

સદ્દગુરુ શોભા શી કહું ? મુખે વર્ણવી નવ જાય;
વિધાબ્રહ્મા સ્તુતિ કરે રે, તોય શબ્દાતીત સોહાય –
હરિગુરુદેવની આરતિ. ૫

અખેપણું અવિલોકીયું રે, સદ્ગુરુ કેરી મોજ ;
અન્તરજામી આતમા રે, હરિ વિલસ્યા પોતાની મોજ –
પ્રભુ વિલસ્યા પોતાની મોજ –

હરિગુરુદેવની આરતિ . ૬

આરતિ ઉતારું મ્હારા હરિગુરુ સન્ત, ટાળ્યા સર્વે દ્વંદ,
ચોરાસીના બન્ધ –

હરિગુરુદેવની આરતિ . ૧

આરતિ કરીને લેઉં વારણાં, ધરું શ્રવણ, મનન, નિજ ધ્યાન;
સદ્ગુરુજીને શીષ સોંપતાં રે, મ્હારું ટળી ગયું દેહાભિમાન –
મ્હારું મટી ગયું દેહાભિમાન –

હરિગુરુદેવની આરતિ . ૨

આવી અદ્વિતીય ગુરુભક્તિ ઠેઠ અખાજીથી માંડીને આ પ્રણાલિકામાં આજ સુધી લગભગ એવી ને એવી જ ચાલતી આવે છે. ગુરુભક્તિ એ જ પરમાત્માની ભક્તિ . વેદાન્તનો મૂળ પાયો જ ગુરુભક્તિ ઉપર છે; કેમકે બ્રહ્મ તો નિર્ગુણ અને નિરંજન નિરાકાર, એટલે જો આવી અદ્વિતીય ભક્તિ ન હોય તો જીવાત્મા કેવળ સ્વચ્છન્દી અને માત્ર મનોમુખી જ થઈ જાય, અને પોતાના ડહાપણે ચાલતો હોવા છતાં, પોતાની સમજણને જ જ્ઞાનની સમજણ માની લે ! અને જ્યારે આવું થાય ત્યારે તો જ્ઞાનને બદલે ઉલટો 'શૂન્યવાદ' ( નિહિલિઝમ ) આવી જાય ! ! આટલા માટે, વેદાન્તમાં ગુરુભક્તિના પાયા ઉપર જ જ્ઞાનને ઉભા રહેવાનું ઠરાવવામાં આવ્યું છે. પરમહંસ જીતા મુનિ મહારાજની ગુરુભક્તિ એમની વાણીમાં જ્ઞાનની સાથે ઓતપ્રોત વણાઈ ગયેલી આપણે જોઇયે છીએ. એમનો તો નિરંતર એક જ મન્ત્ર :–

પરસ્પર મેળાપ થવાનો યોગ આવતો હશે, કેટલોક સમય સાથે રહેવાનું પણ બનતું હશે. એક પ્રસંગ એવો કહેવ છે કે મહાત્મા જીતા મુનિ નારાયણે અમદાવાદના સુલતાન મુઝફ્ફરશાહને એક કાગળ લખી મોકલ્યો હતો. વાત એમ કહેવાય છે, કે પરમહંસ હરિકૃષ્ણજી મહારાજની પછી પરમહંસ મહાત્મા રતનબાઈ અમદાવાદમાં દૂધેશ્વરને આરે અબધૂત હાલમાં ભજનકીર્તન કરતાં હતાં. તેવામાં રાજના નોકરો તરફથી કંઇ કનડગત થઇ હશે, તે વખતે આ કાગળ લખેલો. સુલતાન ઉપર લખેલા આ કાગળનું નામ એમણે કાફરબોધ આપ્યું છે. પરમહંસ કલ્યાણદાસજીનો કાફરબોધ આપણે થોડો વાંચ્યો છે અને આ કાફરબોધ તો આપણે આખો જ અહીંઆં જોઇશું :–

" કાફરબોધ

" હરિ : ૐ લાઇલાહ ઇ'લ્લલ્લાહ !

" ૐ મુરતક તો મસ્જિદ હૈ, કર્ણ તો કાબા હૈ, નૈન તો નબી હૈ, નાક તો કબર હૈ, મુખ તો મક્કા હૈ, હાથ

---

જીવણદાસજીનો ચેતન ચોતરો છે, ત્યા જોઇ હતી તેમા નીચે પ્રમાણે ઉલ્લેખ વાંચ્યો હતો :–

"સં. ૧૮૩૭ સાર ભાદરવા વદ પાંચમ સોમવાર લખી છે રતનબાઇને કાજે' અમદાવાદ મધ્યે રહી લાખા પટેલની પોળમાં નાગર વિસલનગરા તેહેની હવેલીમાં વચલે માળે બેસીને લખી છે."

પરમહંસ હરિકૃષ્ણજી તેમ જ પરમહંસ જીવણદાસજી બન્ને મહાત્મા અખાજીના શિષ્ય પરમહંસ લાલદાસજીની પાસેથી પ્રબોધ પામેલા. જીવણદાસજીનાં બહુ ભજનો અને બહુ ગ્રન્થો છે. કેટલાક તો પ્રસિધ્ધ થયા છે : જીવણગીતા, જીવણચાતુરી, જીવણમણી, વગેરે વગેરે. ૐ ગુરુ.

હજરત હૈ, અકલ તો પીર હૈ, મન તો મુરિદ હૈ, તન તો શહિદ હૈ, ગુસ્સા તો હરામ હૈ, કૂડ તો દોઝખ હૈ, સત્ તો બેહિશ્ત હૈ.

" આઓ ! યાર ! દો શબ્દકા કરો બિચાર ! કૌન બોલીએ કાફૂર ? કૌન બોલીએ મુરિદ ? કાફૂર જો કુમારગ કરે, અલ્લાહ ખુદાકા ડર ના ધરે, બેમહેર, બેપીર, નિવેધ કલમા પ્હડે, લૂણા કલમા બ્હોતેરા બોલે, બેર મહેરકા બિસ્સા ના ખોલે, બાવાકે નામ પર બાંટે ના ખાના, તિસકુ કૈસે કહીએ મુસલમાના ? મુસલમાન મુસાવે આપ, સત્, સબુરી ; કલમા પાક ! પડી ના બેટે, ખડી ના ખાય સો મુસલમાન. બાવા જન્દ પીર કહે, દોઝખ છોડ બેહિશ્તકો જાય. બાવા આદમ, બીબી હવા, મકકે મદીને ચડતા તવા, પ્હેલી રોટી ફકીરકો રવાં, ન દેવે રોટી તો તૂટ જાય તવા, ઐસી બાવા આદમકી દુવા.

" હિન્દુ-તુરક ખુદાકે બન્દે ! હમ ફકીર કીસીકો ન કરે છન્દે ! હમકો અનેક તરવર, અનેક છાયા, ઐસી રહેણી અગમ અગોચર સાહેબને ફરમાયા ! નહીં કંકર, નહીં પથ્થર ! નહીં મસ્જિદ, નહીં મિનારા ! નહીં ટાંકેલ દેવલ પર ચડે – નહીં ચુનેસે ઈંટ મેગલી ! એ પાનીકી પયદાશ બની આદમકી કરણી જિનકા ધણી ઠૌરકા ઠૌર ! બાવા જન્દ પીર કહે, પરછંત યે હૈ પરદેશીકા બિશ્રામ !

" ખાનેમેં મખ્ખી પડી, નબી પાદશાહ સન્મુખ હોય, યે મખ્ખીને બિગાડ્યા પાદશાહકા ખાના ! કહાં ચલે પાદશાહકા તાના ? ! મખ્ખી દોડી એકાકાર ! કાજી મુલ્લાં કરો બિચાર

હે દિલ હૈયા ! હે દિલ ભૈયા ! હે દિલ લાલ ભાનેજા ! માદરકે પેટમેં મેહેમ્મદ હુવા, તબ બાવા રતન હાજીનેં દુરસ્ત કેલમા ખ્હડે.

"ખેર ! મુઝફ્ફર ! ખૂબ દિલ ખોજીએ ! ઉરસ દુરસ્ત કીજે સરાણા ! રહેમત પીર મુરિદકો ; જહેમત પાપી સોમકો ! ન્યારા નિરન્તર ! ભીતર એકીલા !

દિન દોસ્ત કિસ્કો કહીએ ? ઔર મેહેમ્મદ કૌન કહેલાવે ? કિધરકી રાહ બેહિશ્તકી ! કિધરકી બતાવે ? રાજુ બાજુ દો ઘર ચેલા ! ઉસ્મેં દસ દરવાજા ! અલખ પુરુષકો શીષ નમાવે ! ઓ .... મૂ શબ્દે ખ્હડે નિમાઝા, સચ્ચે કાજી સચ્ચે મુલ્લાં, સચ્ચે વેદ કુરાના. યે પાણીકી પેદાશ કયા હીન્દુ કયા મુસલમાના ! પીર જિસ્કા અકલમન્દ હે, મુરિદ દુરસ્ત ધ્યાના, સત્ ભી સોદા મલખમ હે, આદમ દે દમ કુદત હે, યે ચાર યાર બોલીએ: ઇલાહી શહેર, તખત ગદાઇ ! કૌન યાર બંદીખાને ? કૌન યાર માંહી ? કૌન યાર સેહેજ ખેલે ? કૌન પાદશાહ ? તન યાર બંદીખાને, મન યાર માંહી, દિલ યાર સેહેજ ખેલે, પ્રાણ યાર પાદશાહ ! તન શાહ, મન શાહ, શાહ પોસ્દારંગ ! ઝમીં શાહ, અસ્માન્ શાહ, હમ શાહી, હમ શાહ, તન ખાખ, મન ખાખ, ખાખ પોસ્દારંગ ; ઝમીં ખાખ, અસ્માન્ ખાખ, હમ હી ખાખી, હમ હી ખાખ ! તન લાલ, મન લાલ, લાલ પોસ્દારંગ ઝમીં લાલ, અસ્માન્ લાલ, હમ હી લાલી, હમ હી લાલ !

"એત્તા કાફ્રબોધ બાવા રતનહાજીને ખ્હડે, મેહેમ્મદ પાદશાહકો ચેતાયે, બારા વરસ ગલે હાંડી બાંધ

જંગલ ભટકાવે, નબ બાવા રતનબાઈને અડબંગ કહેવાવે.

સાખી

" હીન્દુ ધ્યાવે દહેરા, મુસલમાન ધ્યાવે મસ્જિદ;
" ફકીર વહાં ધ્યાવે, જહાં હોનુંકી પરતીત.
આશા કિનકી ના કરે, શબ્દે રહેવે સ્થિર;
મુનિ જીતા તબ જાનિયે, સાચા સોઈ ફકીર. "

મહાત્મા જીતા મુનિ નારાયણના આ કાફરબોધ ઉપરથી માતાજી રતનબાઈની પરમહંસ દશા આપણા ખ્યાલમાં બરાબર આવે છે. પરમહંસ જીતા મુનિ નારાયણનાં ભજનો અને એમની સાખીઓ એટલી તો પ્રજ્વલન્ત છે કે એમાંથી થોડાંક અમૃતબિંદુ તો આપણે અહીં જરૂર ઝીલીશું, અને તે પછી પરમહંસ માતાજી રતનબાઈને દર્શને આપણે વળીશું :-

" મુનિજીતા રતનને કહે છે
એ તો શબ્દે કરીને લહે છે,
એ તો રેરંકારમાં રહે છે. —
હરિજન તે કહીએ તે કહીએ. તે ૦
જે જ્ઞાન ધ્યાનમાં લઈયે, હરિજન તે કહીએ. તે ૦ ૫

( સન્તોની વાણી, પૃ ૧૪૦. )

---

પૃ. ૧૩૯ મે ભજન સાતમું છે:- " જે કહીએ, જે કહીએ સાધન જે કહીએ એક ગુરુવિશ્વાસે રહીએ સાધન જે કહીએ, જે કહીએ. આ ભજન આધાર નામના કોઇ ભજનનું લખેલું હોય એમ લાગે છે ॥ ૐ ॥

નીચેનું ભજન પરમહંસ જીતામુનિ નારાયણે એમની દીકરી સમજુબાને કહેલું છે. ઉત્તરાણ ગામમાં મહાત્મા જીતામુનિ નારાયણની દીકરી તથા ધર્મપત્ની પણ આવીને રહ્યાં હતાં. દીકરી બાર ચૌદ વરસની થઇ એટલે ગામના લોકો પરણાવવાની ચિન્તામાં પડયાં. એવામાં એક વાર દીકરીને તાવ આવ્યો. બાવાજીએ એને આ ભજન કહ્યું અને શિખામણ દીધી કે ' બેટા સમજુ ! હવે સમજી જાવ '. અને બસ – બેટા સમજુ સમજી ગઇ ! એની તેમ જ એમનાં ધર્મપત્નીની સમાધિ પણ, કહે છે કે, ત્યાં ઉત્તરાણમાં એમની સમાધિની પાસે જ છે.

પરિબ્રહ્મ શું તાળી લાગી : બીજાનું શું કામ ?
પરિબ્રહ્મશું૦

રાત દિવસ સો સુમરણ કરીએ,
ધરીએ હરિનું ધ્યાન ! પરિબ્રહ્મશું૦

સદ્‌ગુરુસ્વામી, અન્તરજામી !
બહુનામીનું નામ ! પરિબ્રહ્મશું૦

સુરત સમાવી, લગન લગાવી,
શાન્તિ લક્ષ્ય વિશ્રામ. પરિબ્રહ્મશું૦

ચેતન જાણી, ઉરમા આણી,
પરમહંસ પરમાણ ! પરિબ્રહ્મશું૦

સમજુરામ ! સમજમા રહેજે,
હરિકૃષ્ણ પૂરણ કામ. પરિબ્રહ્મશું૦

(સન્તોની વાણી, પૃ ૧૪૪

અને એમનું ચોદમું ભજન તો બહુ અગત્યનું છે : –

ઘર સમસ્યા સદ્ગુરુની પાસે ,
આદિ , અન્તે , મધ્યમાં છે ત્યાંનો ત્યાં વાસે .

ઘર સમસ્યા૦ ૧

* * * *

શૂન્યમાં સવળા થઇ , સ્વેપદને ઝાલો ;
નિજ ધામને ઓળખો , અવળા ક્યાં ચાલો ?

ઘર સમસ્યા૦ ૩

( સન્તોની વાણી , પૃ ૧૪૬ )

એ ભજન ખુલ્લો ભેદ કહી દે છે, કે બુદ્ધિને જ્યારે પરમાત્માની આબાદ લગની લાગે ત્યારેજ અસલ રાહમાં જીવાત્માનો કાયમનો પત્તો લાગે .

આ ભજન ઉપરથી મહાત્મા નરસિંહ મહેતાનું

" બાળા રે ઘરની પાલખી !
' એના ઉંચકનારા ચાર " ! –

એ ભજન યાદ આવે છે.

પ્રભુશું લાગી લગન !
બુધ પરણી !

અને , પૃ . ૧૫૧ મે નીચેનું મંગળ રાગનું મંગળ ભજન પૂર્વની પ્રણાલિકા શોધીને સદ્ગુરુસંગે એક તાર કરવાનો અસલી વતનનો પ્રબોધ આપે છે :–

હરિવરને બ્હાણીએ , નવ કીજીએ તાણાતાણ –

હરિવરને બ્હાણીએ ૦ ૧

સૌ તપ તીરથ લય થાય છે રે, સદ્‌ગુરુસંગ એક તાર,
પૂર્વની પરનાળિકા શોધીએ, ત્યારે આવે ભવનો પાર —
હરિવરને જાણીએ ૦ ૨

સંજોગ થકી એ થાય છે રે, વળી વિજોગે જાય;
એવું સાધન સાધીએ રે તો જનમ મરણ નવ થાય.
હરિવરને જાણીએ ૦ ૩

* * *

સાખીઓ

બની તહા તો બે નહીં, શાસ્ત્ર પુરાણે એક;
સોહં શબ્દમાં આત્મા, સત્સંગતથી દેખ. ૧

* * *

વસ્તુ વિશ્વમા એક છે, ગુરુ શિષ્ય અનેક;
પરમહંસ હરિકૃષ્ણ મળ્યા, કરવો એહ વિવેક ૯

* *

આવતાને 'આવ' ના કહીએ, જતાને ન કહીએ 'જા';
મુનિ છીતા એમ કહે, કે થનાર હો તે થા ૨૩

* * *

ઇચ્છા ઉઠી જો શમે, તો આત્મા નથી અળગો,
પૂરણ બ્રહ્મ પરમાત્મા, (એ) કોને નથી વળગ્યો ? ૪૧

( સન્તોની વાણી પૃ. ૧૫૬ )

પરન્તુ, ખરી વાત તો એવી છે કે એમની એકે એક સાખી અન્દર ઉતારવા માટે, રગે રગે પ્રસરાવવા માટે

આપણે વારે વારે ગોખીને પાઠે કરવાની છે; અને કિં બહુના ? હવે આપણે પરમહંસ મહાત્મા જીતા મુનિ નારાયણનાં દર્શન પૂર્ણ કરીશું અને

## परमहंस माताजी रतनबाइ

નાં દર્શન કરીશું :– તેઓ પરમહંસ હરિકૃષ્ણ મહારાજની બ્રહ્મનિષ્ઠ દશાની કદર પૂરેપૂરી કરતાં હતાં, એમને જ ગુરુ અને એમને જ પરમાત્મા જાણતાં હતાં, એમ એમનાં ભજનો સ્પષ્ટ કરે છે. મહાત્મા અખાજીનો નીચેનો મન્ત્ર એમનો સિદ્ધાન્ત અને એ એમનું જીવન.

सद्‌गुरु सेवा आतमलक्ष ,
अखा भगतनो पयो पक्ष .

એમની પહેલી જ આરતિમાં, તેમજ એમનાં અગિયારે ભજનોમાં આ ગુરુભક્તિ અને આ આત્મજ્ઞાન ઉભરાઇ આવેલું આપણે જોઇએ છીએ. નીચેના ભજનના અંતરંગમાં જ્ઞાન, ભક્તિ અને યોગ એ ત્રણે ઓતપ્રોત વહેતાં જોવાય છે.

પૂરા નર સોઢી પ્રમાણીએ,
સહેજે વર્તે સંસારમાં. પૂરા નર૦ ૧

* * *

સહેજનું જ્ઞાન ને સહેજ સમાધિ,
સુરતા સમાવે બ્રહ્માકારમાં. પૂરા નર૦ ૩

આપા, જડ પરખે, સત્ શબ્દ ધારખે,
પરમ અમૃત કરે આહારમાં. પૂરા નર૦ ૪

બ્રહ્માગ્નિમાં કર્મ જ હોમે,
અમર તેજે ભજે અંબારમાં. પૂરા નર૦ ૫

જ્ઞાન રતન ગુરુ હરિકૃષ્ણ મળિયા,
એક આત્મા ચીન્યો નરનારમાં. પૂરા નર૦ ૬

અને, એની જ સાથેનું આ ભજન :–

શૂરા નર કોણ બતાવે ?
શબ્દે લહરે સંસારમા ! શૂરા૦ ૧

હદમાં રે હીંડે, બેહદને ખેડે,
સુરતા સમારે નિજ ધામમા ! શૂરા૦ ૨

કામ, ક્રોધ તજે ને તુંહિ તુંહિ ભજે,
વિશ્વાસ વાળે એક નામમા, શૂરા૦ ૩

મોહ મેવાસી વેધ્યો, જ્ઞાનની ફાંસીએ,
નિર્ભે ફરે નિરહંકારમા. શૂરા૦ ૪

જ્ઞાન રતન ગુરુ હરિકૃષ્ણ મળતા,
એક આત્મા ચીન્યો નરનારમા. શૂરા૦ ૫

( સન્તોની વાણી, પૃ ૧૧૧ )

અને, એના જેવું જ આ ભજન :–

" સખિ ! જેને ગિરધારી શીર પર ગાજે,
ગાજે તે નિરંતર વાજે ' —
મન રે હાં રે મન રે પવન ઘેર રાજે ! સખિ ! ૦ ૧

મન પવનનો તોલજ લહીએ,
સુરત રે હાં રે સુરત રે સોડાગણ સંગ જઇયે. સખિ ! ૦ ૨

* * *

( સન્તોની વાણી, પૃ. ૧૧૩. )

આ આખું ભજન **ગિરધારીની** ભક્તિ તો બહુ સ્પષ્ટ બતાવે છે, પરન્તુ **મહાત્મા રતનબાઈના ગિરધારી** અને **મહાત્મા મીરાંબાઈના** કે **દયારામભાઇના ગિરધારી** એ બન્નેમાં જાણે કંઇ ઊંડો અધિષ્ઠાનભેદ છે. + મહાત્મા

---

+ મહાત્મા મીરાંબાઈને બહુ કરીને સૌ કોઇ ભગવાન શ્રીકૃષ્ણના ભક્ત તરીકેજ જાણે છે. લાગે કે આખી જિન્દગાની એમણે સગુણ પ્રતિમાની ભક્તિજ કર્યા કરી હોય, અને મહાત્મા મીરાબાઈના જીવનના અનુભવનો અન્ત જાણે સાંપ્રદાયિક શુધ્ધાદ્વૈતમાજ આવ્યો હોય ! પરન્તુ વસ્તુસ્થિતિ આવી દેખાતી નથી. મહાત્મા રોહીદાસજી અથવા રઈદાસજીનો એમની સાથેનો સમ્બન્ધ ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિપૂજા પછીનો જ છે, એટલું જ નહીં, પણ, એ સન્તસમાગમ અને એ સદ્‌ગુરુ–પ્રાપ્તિ મીરાબાઇને એમની ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિપૂજાના આવશ્યક પ્રતિફળ તરીકે છે. મહાત્મા રોહીદાસજીને લક્ષ્ય કરીને મીરાંબાઇએ ઘણા ભજનો લખ્યા છે. મહાત્મા કબીર સાહેબ, મહાત્મા અખાજી તથા મહાત્મા ભાણુદાસજી વગેરેના અનુયાયી ભક્તોને મુખપાઠે મીરાંબાઈના આવા ઘણા ભજનો હોય છે. અને તેઓ વારંવાર ગાય છે. આ ભજનો મીરાબાઈની સગુણ ભક્તિના શ્રીકૃષ્ણકીર્તનો કરતાં કંઇ અદ્‌ભુત અને અનેરું રૂપ જ બતાવે છે; અને કારણ બહુ સ્પષ્ટ છે: ભગવાન શ્રીકૃષ્ણની મૂર્તિપૂજાના કીર્તનોમાં દઈ રસ, શૃંગાર અને બાહ્ય દશા માટે ભક્તનો ખરેખરો વિરહ છે. બહુ નિસરણી ચડવાને આર્ત ચિત્ત નિસરણી પકડીને ઉભું રહેલું અનેક હાલતમાં જોવાય છે. ખામી માત્ર સદ્‌ગુરુની અને તે મહાત્મા રોહીદાસજી મળ્યા; રંગ બદલાઇ ગયો – ભક્તિ અને જ્ઞાનની એકતા – આત્માનુભવ–વાસનાક્ષય, મનોનાશ – બાહ્ય સ્થિતિ – આ મહાત્મા રોહીદાસજીનો – સદ્‌ગુરુદેવનો પુણ્યપ્રસાદ અને મહાત્મા મીરાંબાઈનું આ ઉત્તર ચરિત્ર બહુ અદ્‌ભુત છે. આવા ઘણા ભજનોમાંથી અહીં તો માત્ર એકાદ ભજન જ લેઇ શકીશું.

જોગી ! તેરો સંગડો ના છોડું, મેરે લાલ !
    લાલ ! મેરે દિલમેં, અબધૂ ! લગી રે બેરાગણ –
        જોયું જ્યે તો લાગી ' અબધૂ ! લગી રે૦ ૧

આ ભજનમાં આપણને મહાત્મા રતનબાઈના ગિર-
ધારીનાં દર્શન કેવાં થાય છે ? ભક્તિ , યોગ અને જ્ઞાનની
ત્રિમુખી છતાં ત્રિગુણાતીત ગુરુમૂર્તિનાં દર્શન અને એટલે
રોમે રોમે આત્મસાક્ષાત્કાર . મહાત્મા અખાજી એમના

---

ધૂણીના તાપ્યા , સંતો ! તપીઆ ના કહેના રે !
મનવા જેણે ના તાપ્યા , મેરે લાલ !
લાલ ! મેરે દિલમેં , અવધૂ ! લગી રે બૈરાગણ –
જોયું મ્હેં તો જાગી ! અવધૂ ! લગી રે ૦ ૨

ઇન્દ્રિના જીત્યા , સંતો ! જીત્યા ના કહેનારે !
મનવા જેણે ના જીત્યા , મેરે લાલ !
લાલ ! મેરે દિલમેં , અવધૂ ! લગી રે બૈરાગણ –
જોયું મ્હેં તો જાગી ! અવધૂ ! લગી રે ૦ ૩

કપડા બે રંગ્યા , સંતો ! અંગોઆ બે રંગ્યા રે –
મનવા જેણે ના રંગ્યા મેરે લાલ !
લાલ ! મેરે દિલમેં , અવધૂ ! લગી રે બૈરાગણ –
જોયું મ્હેં તો જાગી ! અવધૂ ! લગી રે ૦ ૪

કોણ તેરી માતા ? અવધૂ ! કોણ તેરે પિતા રે ?
કયી રે નગરીમેં તેરા વાસા ? મેરે લાલ !
લાલ ! મેરે દિલમેં , અવધૂ ! લગી રે બૈરાગણ –
જોયું મ્હેં તો જાગી ! અવધૂ ! લગી રે ૦ ૫

શંકર પિતાજી મેરે , ગૌરી મેરી માતા રે !
કૈલાસપુરીમેં મેરા વાસા , મેરે લાલ !
લાલ ! મેરે દિલમેં , અવધૂ ! લગી રે બૈરાગણ –
જોયું મ્હેં તો જાગી ! અવધૂ ! લગી રે ૦ ૬

પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ એવા અનુભવોદ્‌ગારમાં વારેવારે નિરૂપે છે અને પ્રબોધે છે એ બાવન બ્હારનું બ્રહ્મ એજ લક્ષ્ય. આન્તર બાહ્ય સર્વસ્વને ભોગે મુમુક્ષુને અનુભવગમ્ય છતા વાણીને અને બુદ્ધિને અગમ્ય એવું આત્મદર્શન એજ લક્ષ્ય. મહાત્મા અખાજી અક્ષય ગીતામાં વારંવાર આત્માના આ અનુભવના જ ક્રમનો નિર્દેશ કરે છે અને મુમુક્ષુને માટે નિ.સરણી બતાવે છે. અનુભવબિન્દુ નામના એમના પ્રસિદ્ધ થયેલા અદ્વિતીય ગ્રંથમાં અણુલિંગી બ્રહ્મસાક્ષાત્કારની જે ઊંડી અને અનુભવની ગુંજ અને જીવાત્માની અટપટી આટી ગુરુગમની ચાવી વડે તેઓ ઉકેલે છે, તે અણુલિંગી બ્રહ્મનો પુરેપૂરો અનુભવ એ જ પરમહંસ મહાત્મા રતનબાઇના લક્ષ્ય અને ઉપાસ્ય ગિરધારી છે. ટૂંકામાં ગુરુગોવિન્દ

---

માગીને ખાના, સંતા ! ભીખીને ખાના રે !
ટુકડેમે સે ટુકડા દેના, મેરે લાલ !
લાલ ! મેરે દિલમે અબધૂ ! લગી રે બૈરાગણ –
જોયુ મ્હે તો જાગી અબધૂ ! લગી રે ૦ ૭
રોહીદાસની ચેલી રે બાઈ મીરાં બોલિયાં રે –
મ્હારા સંતોના અમરાપુરમા વાસા, મેરે લાલ !
લાલ ! મેરે દિલમે, અબધૂ લગી ૨ બૈરાગણ –
જોયુ મ્હેં તો જાગી ! અબધૂ ! લગી ૨ ૦ ૮

"બાઇ મીરા પ્રભુ ગિરધર નાગર" એ મીરાબાઇની લીટીને છાપેલી ચોપડીઓ દ્વારા બહુ પ્રસિદ્ધિ મળી છે, અને તેથી સૌ કોઇ એમની કૃષ્ણભક્તિ જાણે છે પરન્તુ

રોહીદાસની ચેલી રે બાઈ મીરાં બોલિયાં રે

એ મહાત્મા મીરાબાઇના ઉત્તર ચરિત્રની લીટી માત્ર અનુભવી ભક્તોના તમ્બુરા ઉપરજ રહી છે આવા તો એમના ઘણા ભજનો છે.
૧ ॥ ૐ ગુરુ ॥

એ જ ગિરધારી, એમનું પોતાનું જ બીજું એક ભજન આ વાતને વધારે સ્પષ્ટ કરે છે :–

ત્હારી વાતોમાં મન મ્હારૂં મોહ્યું રે !
નાગર નન્દલાલા !
કામ ન સૂઝે ને કાજ ન સૂઝે !
બુદ્ધિએ નિશ્ચે કરી જોયું રે ! નાગર નન્દલાલા !

પણ, મહાત્મા રતનબાઈના ' નાગર નન્દલાલા, અને મહાત્મા મીરાંબાઈના કે દયારામભાઈના ' નાગર નન્દલાલા'ના અધિષ્ઠાનનો સૂક્ષ્મભેદ અન્દરના અનુભવપ્રદેશનો ઊંડો અને પાકો અભ્યાસી બરાબર પારખી શકે છે. મહાત્મા રતનબાઈના નાગર ' નન્દલાલા ' નું સવિસ્તર નિરૂપણ એમની લીટીઓમાં ઉકેલવાથી આ વાત સમજી શકાય છે :—

અરૂપે રહો છો ને સ્વરૂપે કહો છો,
રોમે તે રોમે રમો છો રે નાગર નન્દલાલા !

પ્રણવમા પોતે ! ૐકારમા જ્યોતે !
સોહંગ શબ્દમા પોતે રે નાગર નન્દલાલા !

પરમહંસની રીતે ને શબ્દાતીતે,
જીત અજીતની પ્રીતે રે નાગર નન્દલાલા !

બ્રહ્માસ્મિ ને સર્વં તે બ્રહ્મ !
તેના તે સર્વે ન્હામે કર્મ રે નાગર નન્દલાલા !

જ્ઞાન રતન હરિકૃષ્ણની સંગે,
આનન્દ વાધ્યો છે અંગો અંગે રે નાગર નન્દલાલા !

( સંતોની વાણી, પૃ. ૧૧૮ )

આત્માના પ્રવાસમાં આ સ્થાન-આ હાલ-આ અનુભવ કોઇ એવો વિલક્ષણ છે, કે જ્યાં વ્રજની ગોપીઓ જેવી અનન્ય શીલવન્ત ભક્તો, ગુરુ ગોરખનાથ અને ગુરુ જલન્ધર જેવા અડભંગી યોગીઓ અને મહાત્મા કબીર સાહેબ, મહાત્મા અખાજી અને ઉપનિષત્કાર દ્રષ્ટાઓ જેવા પ્રખર બ્રહ્મજ્ઞાનીઓ-સન્તો એક જ મુકામે મળે છે – પરસ્પર ભેટે છે. આ અનુભવ અને આ મુકામ વાણીથી પર છે. નિર્વિકલ્પ ચિત્તને જ એ અનુભવ भँवरगुफामां થાય છે. ચિત્તની પૂર્ણ निरुद्ध દશા પછી જ સગુણનિર્ગુણ અને નિર્ગુણ સગુણ એવો સમાન એકરસ અનુભવ થાય છે. ગુરુમહારાજના હદબેહદ ઘરનું નિરૂપણ તો કોઇ કરી શકતું નથી. પરમહંસ માતાજી રતનબાઈ 'ચુપ' નાં ત્રણ ભજનોમાં બહુ સુન્દર રીતે આ અદ્‌ભુત વાત વ્યક્ત કરે છે. એમની અનન્ય ગુરુભક્તિને – એમની કેવલ અદ્વૈતમય અભેદ અનુભવતી પરમાત્મભક્તિને અનેકવાર

ॐ जय गुरु जय गुरु अलख निरंजन ।
जय गुरु जय गुरु अलख निरंजन ॥

॥ जय गुरु जय गुरु ० ॥

પણ આ પરમહંસ માતાજીની અદ્‌ભુત વાણીને હવે આપણે અભ્યાસ માટે રાખીને

## परमहंस मातोजी गौरीबाई

– ના દર્શને વળીશું. એમનાં માત્ર ચાર ભજનો આ સંગ્રહમાં . એમના વિશે એમનાં ભજનોમાં છે, તે કરતાં કંઈ વિશેષ

વાતો સાંભળવામાં આવી નથી. તેઓ પરમહંસ મહાત્મા હરિકૃષ્ણજીનો તેમ જ પરમહંસ મહાત્મા જીતા મુનિ નારાયણનો સંબન્ધ એમનાં ભજનોમાં જણાવે છે. એમના એક ભજનમાં તો પરમહંસ મહાત્મા હરિકૃષ્ણજી મહારાજનું બાહ્યાન્તર વર્ણન કરેલું છે. આપણે એ જોઈએ :-

નાગરવાડામાં સાધુ રહે છે રે ;
સર્વે જન જાણે ! નાગરવાડામા ૦ ૧

જાતે છે બ્રાહ્મણ ને નાતે છે નાગર ,
વસ્તુનો ભર્યો તનસાગર રે !
સર્વે જન જાણે ! નાગરવાડામાં ૦ ૨

ઓહંગે રહે છે ને સોહંગે ઠરે છે ,
તન મન રહિત વાત કરે છે રે !
સર્વે જન જાણે ! નાગરવાડામા ૦ ૩

આત્મા રે જાણી , નિરંતર પ્રમાણી ,
એકાકી ભજને સુરતા આણી રે
સર્વે જન જાણે ! નાગરવાડામા ૦ ૪

ધ્યાન ધરે છે ને જ્ઞાન કરે છે ,
ગૌરી , મુનિ જીતા એમ લહે છે રે !
સર્વે જન જાણે ! નાગરવાડામા ૦ ૫

( સન્તોની વાણી , પૃ. ૧૨૬. )

અને હવે

## परमहंस महात्मा हरीकृष्णजी.

પરમહંસ જીતા મુનિ નારાયણના ગુરુ તેમ જ પરમહંસ માતાજી રતનબાઇ તથા માતાજી ગૌરીબાઇના

ગુરુ પરમહંસ હરિકૃષ્ણજી મહારાજનાં ભજનોમાં હરિકૃષ્ણ તેમ જ કૃષ્ણજી એવી બે રીતે નામ લખાયું છે. મહાત્મા અખાજીના સીધા સંબન્ધમાં આવેલા એમના પરમ ભક્ત અને શિષ્ય પરમહંસ મહાત્મા લાલદાસજીનો સત્સંગ અને સત્સમાગમ મહાત્મા હરિકૃષ્ણજીને થયેલો. એમનું પહેલું જ ભજન ગુરુસ્તુતિનું છે. એમની ગુરુભક્તિ એટલી તો અદ્‌ભુત છે કે ગુરુદેવની પાઞ્ચભૌતિક મૂર્તિમાં ગોવિન્દનું જ દર્શન, ગુરુદેવમાં ગોવિન્દનું જ મનન અને ગુરુદેવમાં ગોવિન્દનું જ નિદિધ્યાસન શી રીતે થાય, એ પરમાત્માને ઓળખવા ચાહતા દરેક મુમુક્ષુને એમની પાસેથી શિખવાનું મળે છે. પરમહંસ લાલદાસજી મહારાજની ગુરુમૂર્તિમાં પરમહંસ હરિકૃષ્ણજીને કેવું અદ્‌ભુત દર્શન થાય છે, એ આપણે નીચેના ભજન ઉપરથી શિખી શકીએ છીએ. ગુરુદેવની મૂર્તિમાં સગુણનો અને નિર્ગુણનો એવો ભેદ ખરા મુમુક્ષુને સ્વપ્ને પણ આવતો નથી, એ મહાત્મા અખાજીની પ્રણાલિકાના આ અવધુત સન્તોનાં અદ્‌ભુત ચરિત્રો ઉપરથી આપણે આ શીખી શકીએ છીએ. પરમહંસ હરિકૃષ્ણજી મહારાજની ગુરુસ્તુતિ! આહા!

॥ ॐ गुरुदेव मन् । और मद अमन् ॥ ॐ गुरु ॥

આદ્ય મૂર્ત અખંડ આપે ! લીલાધારણ પિંડધર !
અસુર મારણ સુર તારણ ! ગુરુ લાલ આપ દિગંબર !

* * * *

નાદ્યપ જોગી આ ભોગી ત્યાગ પ્યારા નરવર !
ભવ હારણ દેહ ધારણ ગુરુ લાલ ! આપ દિગંબર !

* * * *

અષ્ટ કમલપર સહસ્ત્ર દલ છે, ત્યાં રહો આપે અદ્ધર !
અખંડાનન્દ અદ્વૈત મૂર્તિ ! ગુરુ લાલ ! આપ દિગંબર !

* * *

સુષ્ટિ મધ્યે મેરુ પર્વત, ત્યાં ત્રિદેવતા ધ્યાન ધરં,
તે પર આપે અનિર્વચની ! ગુરુ લાલ ! આપ દિગંબર !

* * *

ત્યા પિંડ નહીં, બ્રહ્માંડ નહીં, નહીં શશી ને સૂર્યચં !
અનહદ રૂપે, અવધૂત વેષે, ગુરુ લાલ ! આપ દિગંબર !

* * *

હરિકૃષ્ણ કહે તમે કાળના એ કાળ ! ગુરુ ! ગોવિન્દવર !
નવ નાથ, ચોરાસી સિદ્ધ સેવે, ગુરુ લાલ આપ દિગંબર !

(સન્તોની વાણી, પૃ ૫૭.)

વેદાન્ત જ્ઞાનના પરોક્ષ અને અપરોક્ષ એવા બે પ્રકાર છે: પરોક્ષ જ્ઞાનની કિમ્મત ૦ × ૦ = ૦ = મ્હોટી શૂન્ય ૦ અને એટલે 'નિહિલિઝમ'. અને 'નિહિલિઝમ' એટલે 'શૂન્યવાદ', અને શૂન્યવાદ એટલે 'સાફૂટપણું'. અને સાફૂટપણું એટલે માત્ર જાણેલું જ વેદાન્ત. માણેલું જ્ઞાન નહીં – અનુભવેલું જ્ઞાન નહીં – માત્ર આવી એક જાતની મગજની માન્યતા કે :– આત્માને પાપ પુણ્ય લાગે નહીં પોતે પોતાને જીવ માનવો નહીં! પોતે જીવપણું સ્વીકારવું એ જ અજ્ઞાન ! પોતે પોતાને શિવરૂપ એટલે પાપ પુણ્યની અસરથી પર માનવો અને જ્ઞાનનાં પુસ્તકોનું વાચન, જ્ઞાનનાં ભજનોનું ગાણું, અને જ્ઞાનની ચર્ચા એ જ જ્ઞાનપ્રાપ્તિ ! આવું સમજી લેવાની મગજની સ્થિતિને પરોક્ષ જ્ઞાન

કહેવાય. ખરી વાત તો એ છે કે અપરોક્ષ જ્ઞાન, એટલે જ્ઞાનનો ખરેખરો અનુભવ થવાને તો મન, બુદ્ધિ, ચિત્ત અને હુંપણું એ ચારેને ઉપરના ભજનમાં જેવી રીતે પરમહંસ હરિકૃષ્ણજીએ પતિતપાવન ગુરુમૂર્ત્તિમાં નિરૂદ્ધ કર્યાં છે, તેવી રીતે ગુરુદેવને ચરણે અને શરણે એકાગ્ર અને પૂર્ણ નિરૂદ્ધ કરવાં જોઇયે. શિવરૂપ થવાને તો આ વગર બીજો કોઇ ઉપાય નથી. ગતિમાન્ તો જીવ માત્ર હોય, પણ મૂઢ ચિત્ત મોહને માર્ગે, માયાને માર્ગે, ઘાંચીના બેલની પેઠે ભરદરિયામાં દિશાભૂલ્યા જહાજની પેઠે અવળી જ દિશામાં ગતિમાન્ હોય છે. ક્ષિપ્ત ચિત્ત પોતે પેદા કરેલી પોતાની જ મોહ માયાને ઓળખવાની સ્થિતિમાં આવતું નથી અને અધિષ્ઠાન વગરનું હોવાથી અટકીને ઉભેલું હોય છે. વિક્ષિપ્ત ચિત્ત કંઇક ચાલતું, કંઇક ગતિ કરતું અને અટકતું અટકતું અસ્થિર – ચંચળ માનસ્ હોય છે. વિક્ષિપ્તને બ્રહ્મનિષ્ઠા હોતી નથી, પણ એને બદલે ખોટું અધિષ્ઠાન હોય છે અને ચપળ હોવાથી બહુ ગતિમાન્ દેખાવા છતાં, વસ્તુની દિશા પ્રાપ્ત થયેલી ન હોવાથી અને લક્ષ્ય – અધિષ્ઠાન ઠેઠ વતન – અણલિંગી આત્માનો અનુભવ વાસનાક્ષય ન હોવાથી વારંવાર અસ્થિર અને રાજસી રહે છે. આવું ચિત્ત જ્યારે ઉપરના ભજનમાં જોઇયે છીએ એમ સદ્‌ગુરુસંતની કૃપાથી બરાબર નિરુદ્ધ થાય, ત્યારે જ એ ખરેખરૂં મુમુક્ષુ કહેવાય. જીવાત્માની આવી એકાગ્રતા અને આવી નિરૂદ્ધ દશા વગર તો વેદાન્તની માત્ર વાતો જ કહેવાય. આ સન્તોની વાણીમાંથી આવી આવી મૂળ તત્ત્વોની બહુ ઊંડી વાતો શિખવાની જડે છે. આનું નામ ગુરુગમ કહેવાય અને ખરૂં વિરાગી ચિત્ત જ એ

ગુરુગમ પચાવી શકે છે. હરિગુરુસંતનો કેવો અદ્ભુત મહિમા છે. જય જયકાર હો હરિગુરુસંતોનો !

हरिगुरु संतनकी जयजय ।
हरिगुरु संतनकी ० ॥

પરમહંસ હરિકૃષ્ણજીનું બીજું પરિક્રમાનું ભજન પણ આપણને એવું જ બોધામૃત પાય છે. ગુરુ શિષ્યની આ બે ભજનોની વાત ઉપરથી ઉપનિષત્ કાલના આર્યોના આશ્રમો અને ગુરુશિષ્યની ઉપનિષતનાં સૂત્રોમાંની વાતચિતો યાદ આવે છે. મહાત્મા અખાજી, મહાત્મા કબીર સાહેબ અને મહાત્મા નાનકશાહ જેવા પૂર્ણ સોળે સોળ કળાના અદ્ભુત પરમહંસ સંતોએ પંદરમી અને સત્તરમી સદીઓમાં પણ, ખરેખર, ઉપનિષતનો કાળ જ જાતે અનુભવ્યો છે. પરમહંસ હરિકૃષ્ણ મહારાજની તથા આ બધા મહાત્મા અખાજીના અનુયાયી સંતોની વાણી ઉપરથી જીવન્મુક્તોનો આ દેશકાલાતીત અનુભવ ખુલ્લો દેખાઇ આવે છે. દેશ અને કાળમાં તો બાહ્યજીવનના નિભાવ અર્થે તેઓ જરૂર જ રહેતા હશે, પરંતુ એમનો નિરંતરનો આન્તર અનુભવ આપણને કેવું દર્શન કરાવે છે! વાગતા ઘંટ જેવી એમની દૈવી વાણીના સજીવન ઘોષ આપણને શું કહે છે? આપણે સ્પષ્ટ જ જોઇયે છીએ, કે એમનાં મન, બુદ્ધિ, ચિત્ત અને હુંપણું એ ચારે વિક્ષિપ્ત મટી જઇને કેવળ એકાગ્રતા અનુભવી રહ્યાં છે, પોતાના પિંડની દુનિયાને ખુણે ખુણે ગુરુનું નામ ગાજી રહ્યું છે, અને રગે રગે ગુરુમન્ત્રનું જ ચેતન વહી રહ્યું છે. આ આપણે અનુભવીએ છીયે. એમની તો આ એક જ ધૂન :—

गुरु, गुरु, जपना।
और
सब सुपना ॥ गुरु गुरु ० ॥

પરમહંસ હરિકૃષ્ણ મહારાજનાં ભજનો મહાત્મા અખાજીના દેશનું એટલે સદ્‌ગુરુજીના દેશનું નિરૂપણ તેમ જ સ્પષ્ટીકરણ શાસ્ત્રીય રીતે તેમ જ આનુભાવિક રીતે બન્ને રીતે કરે છે. ખરી અને સર્વોપાર વાત તો એ છે કે રામનો અનુભવ કાગળ ઉપર કોઇ ચીતરી શકતું નથી – ખરેખર અલખ નિરંજનના અનુભવને આ ચીથરાના કાગળ ઉપર ચીતરી બતાવાતો જ નથી અને આમ છતાં આવા પૂર્ણ સન્તોના મુખમાથી અમૃતના જે સ્રોત ઉપર સ્રોતો ઝર્યા છે તેનાથી પાવન થઇયે છીયે, ત્યારે તો પ્રેમસ્વરૂપ સંત-શિરોમણિ મહાત્મા નારદજી કહે છે એવું અદ્‌ભુત આશ્ચર્ય અવશ્ય જ થાય છે ॥ यज्ज्ञानान्मत्तो भवति स्तब्धो भवत्यात्मारामो भवति ॥ ( નારદ ભક્તિસૂત્ર, ૬. )

ભજન ૩ થી ૭ સુધી નાં ભજનોને પોતે ઉપનિષદનાં સરવડાં એવુ નામ આપે છે, અને ખરેખર એ બધાં ભજનોમાં અક્ષરે અક્ષર ઊપનિષદના ગૂઢ પ્રજ્ઞાનનું જ અમી - વર્ષણ આપણે ઝીલીએ છીએ :—

ઉપનિષદ્‌ના ! સરવડા વરસે,
અનુભવની તો હેલી રે પરસે,
કૈવલ્યમાં શુદ્ધ ચૈતન્ય વરસે –
તો સાતમી ભૂમિકામા મ્હાલતા રે. ૧

પરમહંસ હરિકૃષ્ણજી મહારાજે સંસ્કૃતમા થોડાક અનુષ્ટુપો લખેલા છે. આ ગ્રન્થ પ્રસિદ્ધ કરતી વખતે એ અનુષ્ટુપો મેળવી શકાયા નથી, પણ तत: पर पञ्चमाश्रम : એવુ કઇક દરેક અનુષ્ટુપનું ચતુર્થ ચરણ આવતું હતું એમ કંઇક યાદ આવે છે. ॥ ॐ ॥ तत्सत् ॥

દયે-ધ્યાતાનો ગર્જન ગળીયો ,
તત્પદ , ત્વંપદ , અસિપદ મળીયો ,
વિધિનિષેધ કંપારો ટળીયો –
તો નિર્ગુણ માર્ગમાં ચાલતાં રે . ૨

જીવન્મુક્ત દશા છે રે સારી ,
આતમરામ સદા સુખકારી ,
ભામણાં લઇને જાઉં બલિહારી –
તો મરજીવા એના લોભીયા રે . ૩

સંશય રૂપી સરપણીએ ડસીયા !
વાણીથી અગોચર વસીયા ,
સહજાનન્દ સમાધિના રસિયા –
તો અણુલિંગી અબધૂત જાણીયા રે . ૪

ઈશ્વરગુરૂનાં સાધન રમતાં ,
અર્ક ઉગ્યો રજની આથમતાં ,
વેદના મસ્તક ઉપર રમતાં –
તો સાક્ષાત્કારમાં શોભીયો રે . ૫

( સન્તોની વાણી , પૃ . ૬૧ )

પરમહંસ હરિકૃષ્ણ મહારાજે પોતાના સદ્ગુરુદેવની એટલે ઇષ્ટદેવની આજ્ઞાનુસાર ચારે ધામની યાત્રા કરી હતી , એ વાત એમની પરિક્રમામાં એમણે વિસ્તારથી કહી છે . પરમહંસ હરિકૃષ્ણજીની વાણીમાંથી એમનો ગુરુમંત્ર આપણને આ એક જ સંભળાય છે :–

गुरु महाराजा गुरु ।

जय जय परिब्रह्म सद्गुरु ॥ गुरु ० ॥

ભકિતનો અને જ્ઞાનનો એમનો આવો સ્વાનુભવ આપણે સ્પષ્ટજ સાંભળીએ છીએ કેઃ –

બ્રહ્મવેત્તા ગુરુ મળીઆ દાતા ,
તે નિરખિખ કરે સુખશાતા ,
આ ભવમા રાખે ભરમાતા –
તો જીવપણુ જાયે ટળી રે . ૩

સંત મળે તો મૂળ સભાળે ,
જ્ઞાનકસોટીમા ' આપુ ' ટાળે ,
પ્રેમભકિતની પવરટ વાળે –
તો ટાળે અંતરની આપદા રે . ૪

સત મળે તો ટળે અવતારા ,
દેહના જાયે સર્વ વિકારા ,
સમજીને ભજશો તો પામશો પારા –
ને વણસમજ્યે જાશો વહી રે . ૫

સત્ય શબ્દ વિચારીને જોવા ,
ઉડી ગયા આવાગમનના ધોખા ,
કૃષ્ણજી ધ્યાનમા ચિત્ત પરોતા –
તો જોયે તે બીજો નહીં રે . ૬

( સન્તોની વાણી , પૃ ૬૩ )

આપણા દેશના પ્રાચીન કાલના બ્રહ્મવિદ્ મહાત્માઓ આપણને જે શાસ્ત્રો આપે છે, તેમાં કોઈ સ્થળે આપણે એવું સાંભળ્યું છે, કે આત્માના **અનુભવ** માટે પુસ્તકો વાંચવાં ? **શ્રવણને** બદલે સૌથી પહેલું તો **વાચન** શબ્દ જ, છાપખાનાં થયા પછી, સો વરસથી આમ સ્થિતિ બદલી. **શ્રવણ**, અને નહીં કે **વાંચન**-યોગ્ય મુખે **શ્રવણ** અને એવું ને એવું જ **મનન**, એ જ આર્યોનો **અસલી** રાહ. મુમુક્ષુના દિલને–એની વાસનાને, એના આખા મનોગત તન્ત્રને પૂરેપૂરૂં પિછાની શકે એવા સન્તપુરુષ પાસે મુમુક્ષુ જીવ હૃદયને નાગેનાગું ખોલી દે છે, અને એ જ ચેતનમૂર્ત્તિ-સદ્‌ગુરુની મૂર્ત્તિ–ઇષ્ટદેવની મૂર્ત્તિ–ગોવિન્દની મૂર્ત્તિ. આવો મુમુક્ષુ જીવનો અનુભવ થાય છે. નિરન્તરનું **શ્રવણ** અને નિરન્તરનું **મનન** જીવાત્માનું જૂનું જીવન ફેરવી નાખે છે અને સદ્‌ગુરુદેવની દયાથી નરને નારાયણનો **નિદિધ્યાસ** થાય છે. પુસ્તકોના વાચનથી જ્ઞાનનો અનુભવ કદાપિ થતો નથી. અનુભવી સન્તપુરુષોને સેવવાથીજ જીવને જ્ઞાનનો એટલે પોતાના સ્વરૂપનો ખરો અનુભવ થાય છે. પુસ્તકો વાંચવાથી પંડિતાઇ આવે છે, વાદવિવાદમાં સોને જીતવાનું કૌશલ્ય આવે છે પણ જ્ઞાનનો જે અનુભવ સન્તપુરુષને હોય છે તેનું તો સ્વપ્નું યે પુસ્તકોના વાચનથી આવવાનું સંભવિત નથી. પરમહંસ મહાત્મા હરિકૃષ્ણજી તેમ જ પરમહંસ માતાજી રતનબાઈની આનુભવિક વાણી ઉપરથી આપણને એવું શિખવાનું મળે છે કે:–

અચરત આ વાતને કોઇ જાણે,
જેને ગુરુ લાગ્યા હોય કાને,
ઉલટ વાધે કૈવલ્ય જ્ઞાને,
તો સમજણ આવે સૂલટી રે. ૬

આ લીટીઓ જાતે જ એટલી સરળ છે, કે એનો અર્થ સમજાવવાની કશી જરૂર નથી. જ્યા ડગલા જ ભરવાના હો ત્યાં માત્ર વાણી શું કરે ! ॥ ॐ गुरुदेव सत् ॥

વૈરાગ્યથી સદ્‌ગુરુજી જણાયે
સદ્‌ગુરુ શરણે જે જન જાયે,
મોહ માયાથી તે જ મૂકાયે –
તે પ્રીછીને માંહી સમાઇ ગયા રે ૭

( સન્તોની વાણી, પૃ. ૬૫

અહીંઆ આર્યોના વેદાન્તનો શાંકર પ્રવાહ બહુ સ્પષ્ટ થાય છે. વેદાન્ત જ્ઞાનનો અપરોક્ષ અનુભવ એટલે નહીં તો પુસ્તકો, નહીં તો લેખો, નહીં તો વ્યાખ્યાનો, અને નહીં તો કળાકવિતા ! પણ આ માર્ગે જીવાત્માની પોતાની જિન્દગીની મુસાફરી :–

वैराग्य विवेक षट्संपत्ति અને मुमुक्षुता

वैराग्य — सद्गुरु प्रत्ये अनन्य भक्ति भाव – प्रेम.

विवेक — चल अने अचलनो विवेक

षट्संपत्ति — शम दम तितिक्षा श्रद्धा समाधान उपराम.

જ્ઞાનના માર્ગના જ આચાર્ય ભગવાન્ શંકરાચાર્યજી કેવલ્ય જ્ઞાનને મુકામે પહોંચવા માટે સૌથી પહેલો વૈરાગ્ય કહે છે અને એ વૈરાગ્ય શબ્દથી કોઇ સંસારીઓ, કોઇ ગૃહસ્થાશ્રમીઓ જરાએ ભડકવાની જરૂર નથી ; કેમકે જે જાતે જ નાશવન્ત છે, જે જન્મની સાથે જરા યે સમ્બન્ધવાળું

નહોતું અને મરણની સાથે જરા યે સંબંધવાળું રહેવાનું નથી એવા મૃગજળ જેવા અથવા મનના વિકારોએ કરીને વ્હાલા કરેલા એવા ઠગારા જગત્ તરફ જ વૈરાગ્યની જરૂર છે. વૈરાગ્ય શબ્દનો ખરું જોતાં તો એવો અર્થ છે કે પરમાત્મા તરફ – સદ્ગુરુદેવ તરફ અનન્ય ભક્તિ – અનન્ય પ્રીતિ. આ અનન્ય પ્રેમને જ આ સર્વસ્વાર્પણને જ વેદાન્તના બધા આચાર્યો ગુરુભકિત કહે છે. જેના દિલમાં જેટલો અન્યત્ર રાગ રહ્યો હોય, તેટલો સદ્ગુરુદેવની અનન્ય ભકિતમાં ભાવ ઓછો હોય એ સ્વાભાવિક છે. ચિત્તને વળગેલા માયાના બધા સંબન્ધો તરફ જ્યાં સુધી અભાવ થાય નહીં, ત્યાં સુધી સદ્ગુરુદેવની અનન્ય ભકિત તરફ પૂરેપૂરો ભાવ જાગે શી રીતે ? ટકે શી રીતે ? આપણે ઉપર જોયું એવું કળા કૌશલ્યનું પાંડિત્ય પરોક્ષ જ્ઞાન (નિહિલિઝમ – શૂન્યવાદ) તો આવે, પણ સંતપણું ? વાસનાક્ષય ? મનોનાશ ? સાત્વિકતા ? એ તો પૂરેપૂરા પ્રેમ વગર, સદ્ગુરુદેવની અનન્ય પ્રીતિભકિત વગર, સન્તને ચરણે પૂરેપૂરું અર્પાઇ ગયા વગર શકય નથી જ. આ બધા મહાત્માઓ આપણને એ જ શિખવે છે, જેના ચિત્તનો રાગ અન્યત્ર ભરાઇ રહ્યો હોય અને અન્તરની આંટી તૂટતી ન હોય તેને માટે પરમહંસજીનાં આ અમૃતબિન્દુ :–

સાચા ગુરુજીનો સંગ ન કીધો,
આપે આપનો અનુભવ સમજીને લીધો,
બ્રહ્માનન્દ મહારસ નવ પીધો –
રો. જો. આશ્રહોતા થઇ રહ્યાકાં રે. ૧.

આશંકા કેમે નવ થાય અળગી,
સચ્ચિદાનન્દ જોયા નહીં સળંગી,
વાસના લિંગશરીરે વળગી –
તો આપે ન શકયો છોડવી રે, ૨.

આત્માનો પ્રત્યક્ષ અનુભવ એટલે જ વાસના નહીં. વાસના શબ્દને સમજવાની બહુ જરૂર છે. **વાસના એટલે અંદર રહેનારી**. જે સૌથી લાંબામાં લાંબો કાળ જીવાત્માને વળગી રહે છે – એ મનોવૃત્તિનું નામ વાસના. જે મનોવૃત્તિ **સદ્ગુરુદેવની અનન્ય પ્રીતિભક્તિ**ને જાગવા દે નહીં, ટકવા દે નહીં એનું નામ વાસના. દરેક જીવાત્માએ પોતાની અન્દરની આ **વાસનાને ઓળખવી** અને **ટાળવી** એનું નામ જ ખરું જ્ઞાન. આ **સન્તોની વાણી** એ વાસનાને છેદવાનું ચોધારું ખડ્ગ છે; પણ, જો કોઇ કામિલ ઉસ્તાદજીની પાસે, ખરા પોલાદની આવી તીખામાં તીખી અસલી તલવાર શી રીતે વાપરવી એની તાલિમ લીધી હોય તો તો ઠીક, નહીં તો 'પોતાની' તલવાર પોતાને જ દગો દે! એમ આવી વાણી પણ, જો પતિતપાવન ગુરુ મહારાજની પાસે વિધિપૂર્વક શ્રવણ કર્યા વગર મનસ્વી રીતે જ વાંચવામાં આવે તો તો વાસના ટળવાને બદલે ઉલટું શૂન્યવાદનું ભયંકર જ્ઞાન આવી જાય! દેહાભિમાન ટળવાને બદલે મહાત્માપણાનો આભાસ આવી જાય! અને આટલા માટે જ આપણે પરમહંસજીનો આ પ્રસાદ પચાવીએ :-

મહાનુભાવજીની સંજન કરીએ,
વચન કહે તે મસ્તક ધરીએ,
શબ્દના મ ના જીવતા મરીએ –
તેમ આચરણ, વિવેક વાણીએ રે.

( સન્તોની વાણી, ૫. ૧૧. )

સદ્ગુરુદેવ તરફ આવી અનન્ય પ્રીતિભક્તિ જાગ્યા વગર અને જાગ્યા વગર, સદ્ગુરુની સાચી આવો અખંડ અભેદભાવ અનુભવ્યા વગર જીવ માત્ર તરફ પ્રીતિ-

आत्मवत् सर्वे भूतेषु – બધા જીવો તરફ અભેદભાવ થાય શી રીતે ? सद्गुरवे परमात्मने नमः ! એટલે આકાશમાં કોઇ શરીરધારી પરમાત્મા અદૃશ્ય છે તે સદ્ગુરુ એમ તો નહીં ; પણ આપણને પરમહંસ હરિકૃષ્ણજી મહારાજ તેમ જ આ પુરાણી પ્રણાલિકાના બધા સ્વરૂપસંસ્થિત મહાત્માઓ શિખવે છે તેમ , આપણે માટે આપણી વાસનાને ઓળખાવીને એ કાયમની ટાળવા માટે જે આપણને અદ્‌ભુત ચાવી આપે – આપણું જીવાત્માનું અંધારૂં આપણને બરાબર ઓળખાવીને , પછી આપણને જે એ અંધારામાંથી આ અપરિમીત મહા કારુણ્યરૂપ મહા જ્યોતિમાં મેળવી દે તે ગુરુ – તે गोविन्द – તે ગુરુ . આપણી ચોરાસી લાખ જનમની ઊંડી વાસનાને આપણે ઓળખતા નહોતા અને તેથી જ જીવભાવનાં લક્ષણો પ્રકૃતિમાંથી ભૂંસાતાં ન હતાં . જીવને જીવ બનાવનારી આપણી એ વાસનાને ઓળખાવનાર , ટાળનાર અને એથી કરીને આપણને ઉદ્ધારનાર આપણે માટે ગોવિન્દનો અવતાર તે આપણા ગુરુદેવ . ભગવાન શ્રી કૃષ્ણ ભલે આખી દુનિયાના ' પ્રભુ ' હો , તારક ઈસુ ભલે આખા વિશ્વના ' ઉદ્ધારક ' હો , હઝરત મહમ્મદ ભલે આખી આલમના ' પયગમ્બર ' હો અને એમ જેને જેનો આશ્રય હોય તેને તેનો આશ્રય ખુશીથી હો , પણ વેદાન્તના આત્મસાક્ષાત્કાર માટે , પૂરેપૂરો વાસનાક્ષય અને મનોનાશ અનુભવવા માટે મરણીઓ થઇને નીકળેલો ( શહીદ ) મુમુક્ષુ જીવાત્મા તો રગે રગે ઘુંટયા જ કરે છે , કે બધી સગુણ મૂર્તિઓ તરફના રાગનો તમામ સરવાળો થઇને એ સર્વોપરિ રાગ જીવાત્માનો રોગ હણનાર આત્મવૈદ્ય સદ્ગુરુદેવ તરફ પૂરેપૂરી રાજીખુશીથી સમજીને વળે એનું નામ જ અનન્ય ગુરુભક્તિ . આવા સાચા દિલથી ( સિન્સિયર ) ગુરુભક્તિ જાગે

# परमहंस महात्मा लालदासजी .

આ તો ખરેખર જ એવા જબરા અબધૂત છે કે જાણે મહાત્મા કબીર જ ! આવા ગ્રન્થોના ગ્રન્થો લખાય તો યે અખાજીની કે એમની વાણી ઉકેલતાં પાર આવે નહીં. લાલદાસજીનું આસન તો અદ્ધર તખત ઉપર છે અને અહીં પણ અદ્ધર જ રહે છે – કલમ પોતાની મેળે જ પુકારી ઉઠે છે કે :—ઓ સદ્ગુરુદેવ ! ઓ પરમાત્મન્ ! ॐ પ્રભુજી ! ॐ गुरुदेव !:—

> असित गिरि समंस्यात् कज्जलं सिन्धुपात्रे
> सुरतरुवरशाखालेखिनी पत्र मुर्वी ।
> लिखित यदि गृहित्वा शारदा सर्व कालम्
> तदपि तव गुणानामीश पारं न याति ॥ १ ॥

ॐ सद्गुरुदेवकी जय ॥ हरि गुरु संतकी ० ॥

પરમહંસ મહાત્મા લાલદાસજીનાં ભજનો, એમની સાખીઓ અને એમની તમામ વાણી પ્રાપાતિક અભ્યાસને યોગ્ય છે. એમની ગુરુભક્તિ – મહાત્મા અખાજી એમને મળ્યા હશે, અને એમના સત્સંગનો યોગ એમને આવ્યો હશે, તે પછી એમને ઉદ્દેશીને અને એમને એટલે સદ્ગુરુ પરમાત્માને – ગુરુગોવિન્દને અનુલક્ષીને એમનાથી જે ભજનો લખાયાં છે, તેમાં કેટલી બધી પ્રજ્વલન્ત અને અદ્ભુત ગુરુભક્તિ છે ! વિસ્તાર તો આટલો બધો થયો છે, છતા એમનાં ભજને થી પાવન થવાનો આપણો લોભ આપણે છોડી શકીએ નહીં. પોતના ઇષ્ટદેવને – પોતના સદ્ગુરુ - દેવને લક્ષીને મહાત્મા લાલદાસજી ગાય છે : –

રાજના સુખડલામાં દીઠા ચૌદે લોક !
રાજના સુખડલામાં ૦

જેણે તમારી ભક્તિ ન જાણી ,
જીવિત તારો ફોક ! રાજના ૦

બ્રહ્મા , ઇન્દ્ર મર્મ ન જાણે ,
જાણે જાવલ્લા કોક ! રાજના ૦

કહે લાલદાસ વ્હાલે કિરપા કીધી !
મટી ગઇ ચિન્તા ને શોક ! રાજના ૦

( સંતોની વાણી , પૃ . ૨૦ . )

અને , આ તો અદ્‌ભુત ભક્તિનું ભજન : –

મનકા મહેરમ મિલીયા ! કહી રે દિલકી બાત !
પ્રીતે પ્રભુજી મ્હારી અંગે રે વસીઆ !
વ્હાલે ન જોઇ રે જાત ! મનકા ૦

અનન્ત જનમકો રોગ જ મિટીઓ !
સહજે ભયી રે સમાધ ! મનકા ૦

અષ્ટ કમલ પર મહારસ વરસે ,
ચખ્ખા જાણે સ્વાદ ! મનકા ૦

કહે લાલદાસ વ્હાલે કિરપા રે કીધી !
વાસ દિયો હ અગાધ ! મનકા ૦

( સંતોની વાણી , પૃ . ૨૧ . )

અને વારંવાર : – નિરંજન નિરાકાર હરિ ખરા ; પરન્તુ
અખાગુરૂ ચરણ પ્રસાદથી ,
એમ કહે સેવક લાલદાસ .

હરિ ! મ્હારે મંદિરે પધારજો !
મોહન મોરલી વાળા રે
આવો દિવસ ક્યારે આવશે ?
હરિ ! મુને જાવને કહેતા રે !
હરિ ! મ્હારે મન્દિરે પધારજો !

સુના ભુવન, સ્વામી ! તમ વિના
પિંડ છોડી પ્રાણ તો જાય રે !
તે ગતિ થઇ આ અમો તણી,
વેગે પધારજો, વૈકુંઠરાય રે !
હરિ મ્હારે મન્દિરે પધારજો !

પ્રેમપારસ મ્હારા હાથમાં,
હરિ ! મુખે માગીને લેતા રે
આણી શેરી ને આણી વાટડી !
વ્હાલોજી કઇ કઇ કહેતા રે !
હરિ મ્હારે મન્દિરે પધારજો !

કોલ કરીને પધારજો
જ્યાં હોય ભક્તિનો ભાવ રે
લાલીઆ રંકને હેત ઘણું,
હરિ તમારા દર્શનનો લ્હાવ રે !
હરિ મ્હારે મન્દિરે પધારજો !

૯

(સંતોની વાણી, પૃ ૧૬૦ )

સ્પષ્ટ છે કે, હરિ, મોરલીવાળા અને વૈકુંઠરાય અહીંઆ, ગુરુગોવિન્દ વગર અન્ય નથી. અન્ય કોઇ મૂર્તિ ધ્યેય જ **નથી** જેવા મહાત્મા રતનબાઇના ગિરધારી એવા જ લાલદાસજીના મોરલીવાળા ! ૐ ગુરુદેવ સત્ ॥

આવી નમ્ર અને મંજુલ **ગુરુભક્તિથી** મહાત્મા લાલદાસજીની વાણીનો આરંભ થાય છે, અને એટલા માટે

જે એમની વાણીમાં આપણે સર્વોપરિ જ્ઞાનના સ્વાનુભવનો સાક્ષાત્કાર પણ આબાદ રીતે જોઈયે છીએ :–

કાશીક્ષેત્રમાં અવિચલ દીપક,
તે મધ્યે વાસ હમારા !
સુરનર મુનિજન મ્હોટા તપસ્વી,
કોઇ વીરલા જાણનહારા. કાશી ૦
( વાંચો પૃ ૨૦ ; સન્તોની વાણી.)

અને, એમની અદ્‌ભુત જ્ઞાનરવેણી ! ( વાંચો :– પૃ. ૨૪.)

અને :—

જેને ઇચ્છા હોયે રે હરિ મળવા તણી રે,
તે તો સેવો સદ્‌ગુરુ સાધુ શર્ણ
( વાંચો :—પૃ. ૨૭ )

અને,

પહાડ એકવિસમા ઉપરે,
અમેં અલમસ્ત બન્દા ! ( વાંચો :—પૃ, ૨૯ )

અને એમની અદ્‌ભુત વનરમણી ! ( વાંચો પૃ :–૪૧ થી ૪૭.) અને એમની સાખીઓ. ( વાંચો પૃ :– ૪૮ થી ૫૩.) ખરેખર આ તો બધું વારંવારના ભજનને, વારંવારના કીર્તનને અને મુખપાઠને જ યોગ્ય છે. એવું થાય એ જ આ વેદવાણીની સાચી અને સગુણ ઉપાસના કહેવાય. એ જ આપણી ગુરુભક્તિ કહેવાય. ૐ તત્સત્ ॥

વાણીનો અને પાણીનો પાર કદી યે આવે નહીં. આત્માનો અનુભવ વાણીથી પાર છે – બાવનથી બ્હાર છે. અને આ સન્તોની વાણી એ તો ગુરુનું દ્વાર છે. ગુરુદેવને દ્વારે જ્ઞાનને બોલવા કરતાં શ્રવણ કરવું, એ જ વધારે યોગ્ય છે.

પરમહંસ મહાત્મા લાલદાસજીનો એક અપ્રસિદ્ધ પત્ર આપણે અભ્યાસદૃષ્ટિથી આ નીચે વાંચીશું અને પછી પરમાત્મસ્વરૂપ સદ્‌ગુરુદેવ પરમહંસ મહાત્મા અંબાજીની પ્રણાલિકાના અત્યારના મહારાજ શ્રીમાન્ ભગવાનજી મહારાજને ચરણે આ અર્પણ કરીશું, ગુરુમહારાજનો જય જયકાર ગાઇશું અને આ વેદવાણીનું પ્રેમથી અને માનથી અભ્યાસપૂર્વક નિરંતર કીર્તન કરીશું :–

ॐ गुरु गुरु गुरुदेवकी जय ।
जय जय गुरुदेवकी जय ॥
॥ गुरु गुरु गुरु ० ॥

ॐ सद्‌गुरुदेवको जय ।
हरि गुरु सन्तको जय
सच्चिदानन्दको जय
सब सन्तनकी जय ।
हाजर गेरहाजर सबकी जय ॥
ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

## ॥ ॐ ॥ गुरु ॥

# परमहंस महात्मा लालदासजीनो पत्र

( રાજળ ગંગદાસજી ઉપર . )

સ્વસ્તિ શ્રી પરમેશ્વર કુમેરવાસી . લિખીતંગ ભગત લાલદાસ . અટલવિધિ રાજ દેવગુણી ગંગદાસજી . તમને એટલું કહું તે કરજો . તેનો વિલંબ ના કરશો . કોઇ જોગી તથા જતિ તથા સંન્યાસી તથા ભગત તથા કોઈ પંડિત તથા કોઇ ગોસાંઇજી તથા કોઇ જ્ઞાની પુરુષ એટલામાં જે કોઈ જાણે તેને પૂછીને પહેલી ધનુર્વિદ્યા ભણવી , વળી દેવદ્દષ્ટિ લેવી , વળી પવનનો છેડો પૂછી લેવો , વળી છ કોઠાની ખબર પૂછી લેવી , વળી સાતમા કોઠાની ખબર પૂછી લેવી વળી પિંડ બ્રહ્માંડ વરતી લેજો . વળી ચારે સપનાની ખબર પૂછી લેવી . વળી આદિ મંત્ર છે તેને પૂછી લેજો . તે અમરમંત્ર કહાવે છે . તે મંત્ર ઋષિ વસિષ્ઠજીએ રાજા રામચન્દ્રજીને આપ્યો . તે મંત્ર ઋષિ દુર્વાસાએ શ્રી કૃષ્ણજી ને આપ્યો . તે મંત્ર ઈશ્વરે પાર્વતીને આપ્યો , તે મંત્ર જનકે શુકદેવજીને આપ્યો . તે મંત્ર રામાનંદજીએ કબીરજીને આપ્યો તે માટે તે અમરમંત્ર લેવો . જે ઘેરથી જીવ આવ્યો , તે ઘરની ખબર પૂછી લેવી . તેપનમા અક્ષરની ખબર પૂછી લેવી . તત્વજ્ઞાનને પૂછી લેવું . તે આવે ત્યારે ઈશ્વર પદવીને પામે . પાંચમા વેદની ખબર પૂછી લેવી . તત્વવિજ્ઞાનને પૂછી લેવું . જ્યારે આમરમંત્ર અંતઃકરણે આવે ત્યારે ઇકોતેર પરીઆં આગલ્યાં તથા ઇકોતેર પાછલ્યાં પોતાનાં તરતાં દેખીએ . તેમાં તલ એકનો સંદેહ નહીં वेद ने शास्त्र पणीपेरनी वात वतावशे पण सिद्धान्तनो मार्ग घणो अगम छे . शास्त्रने अने सिद्धांतने लाख जोजननुं छेटुं छे . वृत्तिने अने प्रवृत्तिने लाख जोजननुं छेटुं छे आदि अक्षरने अने ब्रह्मने लाख जोजननुं छेटुं छे . नवधा भक्तिने अने दशधा भक्तिने लाख जोजननुं छेटुं छे . आत्मज्ञानने अने शास्त्रने लाख जोजननुं छेटुं छे ; માટે અગમ સમજણ દેવળા

સેવી ; અગમ રાજા જનક વિદેહીએ જાણી , વળી રાજા અંબરીષે જાણી , વળી રાજા ધ્રુવે જાણી , વળી રાજા યુધિષ્ઠિરે જાણી , વળી રાજા ચંદ્રહાસે જાણી , વળી યતિ શુકદેવજીએ જાણી , વળી જોગી ગોરખે જાણી , વળી ભક્ત કબીરે જાણી . જે આટલાં દષ્ટાંત જાણે તે જીવન્મુક્તિ પદાર્થને પામે અને સદા ય દેવગતિ થાય , આંબળા પ્રમાણે પૃથ્વી હથેળીમાં દેખાય , એટલી સમૃદ્ધિ થાય પણ પ્રતાપ સદ્‌ગુરુનો . આત્મજ્ઞાનને અને વૃત્તિને , એ માર્ગને અને શાસ્ત્રને અસંખ્ય જુગનું છેટું છે . દેવતાને એ માર્ગ ઘણો દુર્લભ છે . નવ નાથ , ચોરાસી સિદ્ધ , તેત્રીસ કરોડ દેવતા , અઠયાસી સહસ્ર ઋષીશ્વર , ચોવીસ તીર્થંકર , દશ અવતાર , પાંચ પાંડવ , સાત પાંચ જતિ તથા પાંચ સતી , બ્રહ્માંડ , એટલામાં મ્હારો રામ કોઈને ભજતો નથી , એટલામાં મ્હારા રામને કોઇનું ભજન છે નહીં . જેવી દીઠી તેવી લખી છે . गुरुचरणारविंद नमोऽस्तुते ॥ ॐ ॥

ઇતિ પરમહંસ મહાત્મા શ્રી લાલદાસજીનો પત્ર સંપૂર્ણ.*



* અનુલેખ : —

મહાત્મા લાલદાસજી મહાત્મા અખાજીને મળે છે , ત્યાં સુધી આપણે આ પ્રમાણે અહીંઆ આવી પહોંચીએ છીએ ; છતાં , આ લેખમા , અલબત્ત , કેટલાક અતિ મહત્ત્વના મુદ્દાઓની વિચારણા બિલકુલ બાકી દેવામાં આવી છે :

૧ : આ બધા મહાત્માઓ આચાર્યો નથી – અખાજી કોઈના ગુરુ નહીં ; લાલદાસજી કોઇના ગુરુ નહીં , હરિકૃષ્ણ મહારાજ અને જીતા મુનિ નારાયણ તેમ જ કલ્યાણદાસજી પણ કોઇના ગુરુ નહીં . જ્ઞાની કોઇનો ગુરુ નથી . અખાજીનો કોઇ પંથ નથી ; તેમ કલ્યાણદાસજીનો ય કોઇ પન્થ નથી ; તેમ ભગવાનજી મહારાજ પણ કોઇ પન્થ ચલાવતા નથી . અખાજીની પ્રણાલિકા એટલે કોઇ પન્થ

નહીં. ત્યારે, અખાજીની પ્રણાલિકા એટલે શું? અખાજીની પ્રણાલિકા એટલે ભગવાન શ્રીમત્ શંકરાચાર્યજીના કેવલાદ્વૈતથી માંડીને ઠેઠ ભગવાન ગુરુ દત્તની ગીતાના અને યોગવાસિષ્ઠમાં નિરૂપેલા અજાતવાદના તુર્યાતીત સ્વાનુભવ સુધી એક આકાશી માર્ગ; આકાશમાં બલૂનો ઉડે, પણ ચીલો નહીં. અસ્તુ. જ્ઞાની કોઇનો ગુરુ નહીં, પણ જે પૂજે તે ભલે પૂજે — એટલે જ્ઞાની તો આખા જગતનો ગુરુ. તથાસ્તુ.

૨: આપણા આચાર્યો માને છે, કે સ્રીઓ વેદાન્ત જ્ઞાનની અધિકારી નથી; છતા, આ મહાત્માઓમા આપણે પરમહંસ માતાજી રતનબાઇને તેમ જ ગૌરીબાઇને જોઇયે છીએ. મહાત્મા રોહીદાસજી પણ પરમહંસ માતાજી ગીરાંબાઇને મૂર્તિપૂજામાંથી આગળ વેદાન્ત જ ભણાવે છે. આ પ્રશ્ન બહુ સૂક્ષ્મ મીમાંસાનો છે. દ્રષ્ટાઓના સ્વાનુભવનો છે. કહે છે કે મહાત્મા કબીર સાહેબે શિષ્યા લોઇને તેમ જ એક ગુણિકાને આત્મજ્ઞાન આપીને ઉદ્ધાર્યાં હતા. ॥ ૐ ગુરુ ॥

૩: પરમહંસ મહાત્મા અખાજીની પ્રણાલિકા એટલે પન્થ કે વાડો કોઇ જ નહીં. અપરિમીત પન્થ અને અપરિમીત આકાશ જેવડો વાડો — આકાશી પન્થ કારણ કે, આ 'પરમહંસ' તે દીક્ષા વડે નહીં; ભગવાં કપડાં વડે નહીં; ગિરિ, પર્વત, આનન્દ કે સરસ્વતી જેવા નામ આ મહાત્માઓએ બદલવાની જરૂર જોઇ જ નથી. અખાજી તે અખાજી અને લાલદાસજી તે લાલદાસજી જ પરમહંસ તે એમના આન્તરની ભુમિકાના હાલ; દીક્ષા નહીં રાગ અને ત્યાગ એ બન્નેનો ત્યાગ, એ જ આ આકાશી અપરિમીત પન્થનુ મુદ્દાનું લક્ષણ. વાસનાક્ષય અને મનોનાશ — આ અનુસત એ જ ઠેઠ વતન. એમા ઘરબારી કે ત્યાગી એવો ય કશો આગ્રહ નથી. મુક્તના તો કંઇ કંઇ પ્રકારો છે. (અનુભવો ઉક્ત્વો અજગરબોધ સન્તોની વાણી, પૃ. ૧૭૭). इत्यलम् ॥ ૐ सद्गुरु ॥

૪: મહાત્મા લાલદાસજીના ભજનોમા અને આ સૌના ભજનોમા આ બધા ખુલાસા થાય છે, પણ એ ગુરુમુખે જ થવા જોઇયે એ એક વાત; અને સ્વતંત્ર પુસ્તકોને — અરે — શાસ્ત્રોને જ શોધ્યા વાતો આવા

ઉપોદ્‌ઘાતમાં સમાઈ શકે જ નહીં. અનતીત અખધૂતો દેશ, કાલ ને સ્થિતિમાં બદ્ધ રહેતા જ નથી અને આ મહાત્માઓનું વસ્તુ તો વાણીથી પર છે.

ॐ तत्सत् ब्रह्मार्पणमस्तु ॥ सद्गुरवे परमात्मने नमः ॥

Akota Ashram, Baroda;
Munshi's Garden:
23rd October, 1920.

હરિગુરુસન્તને ચરણે
સેવક
सागर.

ॐ प्रभुजी !
तुम प्रभुजी !
सब प्रभुजी !
ओ...म् ॥

ओ...म् । ओ...म् । ओ......म् ।
शिव ओ...म् । ओ...म् । ओ...म् । –
ॐ प्रभुजी । तुम प्रभुजी । सब प्रभुजी ओ...म् –
॥ ॐ ॥ ॐ ॥ ॐ ॥ ० ॥ ॐ प्रभुजी ० ॥



॥ ॐ सद्गुरुदेवकी जय ॥

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

गुरु गुरु गुरुदेवकी जय ।
जय जय गुरुदेवकी जय ॥
॥ गुरु गुरु० ॥

ॐ

सद्गुरवे परमात्मने नमः ।

परमहंस महात्मा

# अखाजीना शिष्य

# પરમહંસ લાલદાસજી

( વિ. સં. ૧૭ — મા વીરપુર તાબે વાડાસીનોરમા થયા. )

ગુરુ ગોવિન્દ, ગોવિન્દ ગુરુ, નામ યુગલ, રૂપ એક;
તેને સ્તવું નીચો નમી, કર બુદ્ધિમાન વિવેક.

પરાત્પર પરબ્રહ્મ જે, તે મનવાણીને અગમ્ય;
તેનો લક્ષ આપી શકે, તે માટે ગુરુ તે બ્રહ્મ.

શ્વાન, શૂકર, બિલાલ, ખર, તેના ટોળાનો જે જંત;
તેને મૂકે હરિ કરી, જેને મળે સદ્‌ગુરુ સંત.

ગુરુમહિમા છે અતિ ઘણો, કો સમજે સંત સુજાણ;
તે ગુરુગોવિન્દએકતા ભજે, જેને લાગ્યા સદ્‌ગુરુબાણ.

જેમ રવિ દેખાડે રવિધામને, તેમ ગુરુ દેખાડે રામ;
તે માટે હરિ તે ગુર, ગુરુ ગોવિન્દ એવું નામ.

ચિહ્ન શમ્યું તે સંતનું, જે ગુરુગોવિન્દએકતા ભજે;
જેમ બીબા માહે રસ ભર્યો, તે વણ ઘડયે રૂપ નીપજે

જેમ સુવર્ણ કેરી મ્હોર માહે, અન્ય મુદ્રા છે અતિ ઘણી;
તેમ ગુરુભજનમાં સર્વ આવે, જો મન વળે ગુરુચરણ ભણી.

જેમ બધિર ન જાણે નાદ સુખને, સ્વાદ ન્હોય રસના વિના,
તેમ ગુરુ વિના હરિ નવ મળે, જેમ ભોગ ન પામે નિર્ધના.

કહે અખો સૌ કો સુણો, જો ટાળવા હોય જંતને;
એ આરતશું ઉરમા ધરો, તો સેવો હરિગુરુસંતને.

(અખેગીતા, કડવું ૧૯)

# सन्तोनी वाणी

१

સત્ય શ્રી રામને રે,
જાણી રહો મન માંહ્ય;
રામ વિના બીજું નથી;
કહું મનસા વાચા કાય. સત્ય શ્રી૦ ૧

એ ભક્તિ અણુલિંગી રામની રે,
જો ઉપજે મન માંહ્ય;
તો સ્વરૂપ વિશ્વંભર શ્રી હરિ રે,
આત્મા પ્રગટ થાય. સત્ય શ્રી૦ ૨

જોતાં સહજે મળે ઢૂંકડો રે,
આકાશવત્ હરિ રામ;
સ્થાવર જંગમ સર્વમાં,
ઠાલો નથી અણુ ઠામ. સત્ય શ્રી૦ ૩

કાયા માયા શ્રી રામની રે,
એ જાણે જન કોય,
તે પરમ પદ પામે હરિ,
જે સઘળે આત્મા જોય. સત્ય શ્રી૦ ૪

રામ જાણ્યે શ્રી રામજી રે,
ભાસે તે સ્વયંપ્રકાશ;
અખા ગુરુચરણપ્રસાદથી,
એમ કહે સેવક લાલદાસ. સત્ય શ્રી૦ ૫

૨

૭

આળસ કયાં કરો રે !
ભાઇ ! શોધી કહાડો રામ ;
પિંડબ્રહ્માંડે વ્યાપી રહ્યો એ ,
સદા સનાતન ધામ . આળસ૦ ૧

ચૈતન્ય શ્રી પરબ્રહ્મનું એ ,
વાસુદેવનું ધ્યાન ;
જે જાણો તે જાણજો ,
મહા કૈવલ્ય અમૃતપાન . આળસ૦ ૨

એ શુદ્ધ વિચારે રામજી ભાસે ,
નિર્ગુણસગુણ એક ;
જ્યમ પાણી તે નીર છે ,
એ જ્ઞાની જાણે વિવેક . આળસ૦ ૩

એ અનુભવ કેરી વાત છે ,
નહીં જીવબુદ્ધિનો લાગ ;
આકાશ માંહે ઉડવું રે ,
ના છએ કોઇનો પાગ . આળસ૦ ૪

એ સાચું સાધન શ્રી રામનું રે ,
હરિ ભામે સર્વાવાસ ;
અખે ગુરુચરણપ્રસાદથી ,
એમ કહે સેવક લાલદાસ . આળસ૦ ૫

૩



મગ્ન શ્રી રામમાં રે,
ભાઇ! દીઠો સર્વ સંસાર;
કૃપાકારણ શ્રી હરિ રે,
સર્વે ભાસ્યું બ્રહ્માકાર. મગ્ન શ્રી૦ ૧

અનુભવ ઉપજ્યો અંતર વિશે રે,
ભાઇ! રામ રામનો લક્ષ!
મન લીન થયું હરિને વિશે રે,
ટળી સર્વે દ્વૈતની પક્ષ. મગ્ન શ્રી૦ ૨

ભાસ્યો અભેદ પરમાત્મા રે,
જ્યાં જોઊં ત્યા રામ!
નિરંજન નિરાકાર હરિ રે,
ઠાલો નહીં અણુ ઠામ! મગ્ન શ્રી૦ ૩

હરિ જગતનું જીવન મન વસ્યું રે,
ઉદય થયો શ્રી રામ!
વારપાર જેનો નહીં રે,
એવું અલૌકિક ધામ! મગ્ન શ્રી૦ ૪

મહા સ્વેપદ પૂર્ણ બ્રહ્મ હરિ રે,
ભાસ્યું પરમ જ્યોતપ્રકાશ!
અખે ગુરુચરણપ્રસાદથી રે,
એમ કહે સેવક લાલદાસ. મગ્ન શ્રી૦ ૫



૬ ૦



હા રે ભાઇ ! નારાયણનું સુમરણ કરતા —
શું બેસે છે તુજને ?
અવધ આવી ઉભી રહેશે,
વેળા માથે ભજને રે ! હાં ૦ ૧

હાં રે ભાઇ ! શુ જીવ્યાને કાજે તું તો—
ગોવિન્દને વિસારે ?
અવસર મોઘે મૂલે આવ્યો !
જીતી બાજી હારે રે ! હાં ૦ ૨

હાં રે ભાઇ ! હરિસુમરણની વેળા જાયે,
પછી સ ભારીશ કયારે રે ?
જોબન જાશે, જરા આવશે,
મન પરતાશે ત્યારે રે ! હાં ૦ ૩

જબ કાયાગઢ ઘેરાણુ થાશે,
કોણ છે ત્હારી લ્હારે રે ?
ચેતી સમજી ભજી લે બાવા !
સંકટથી ઉગારે રે ! હાં ૦ ૪

હા રે ભાઇ ! ભરમે ભૂલ્યો જગત ફરે છે !
ખોયો અવસર આ રે !
લાલદાસ કહે પ્રભુ ભજો તો,
ભવસાગરને તારે રે. હાં ૦ ૫



૭



હાં રે ભાઇ ! નારાયણ તો નજીક છે,
કયાં વેગળા કરીને ભાળો ?
પ્રીત કરો પરમેશ્વર સાથે,
ઉતરો પેલો પારો રે. હાં૦ ૧

હાં રે ભાઇ ! મરેલાંને મળજો, બાવા !
પાસે પ્રભુને ભાળે !
જનમ મરણુનો સંશય ટાળે,
ભવસાગરમાં તારે રે ! હાં૦ ૨

હાં રે ભાઇ ! ભરમે ભૂલ્યો જગત ફરે છે,
ભૂલ્યા જોશી જાણ્યા !
ત્રિગુણખાણીમાં જે પડીઆ તે,
અસંખ્ય વાર ઠગાણા રે ! હાં૦ ૩

હાં રે ભાઇ ! જોગ જગન જપ તપ તીરથથી,
મન સંશય ના ભાગે;
સાધુ જનને શરણે રહેતાં,
સુરતનૂરત રંગ લાગે ! હાં૦ ૪

હાં રે ભાઇ ! જેણે જોયા તેને તેવા,
મ્હારે તો મન સરખા !
લાલદાસ કહે પ્રભુ નિરખતાં;
તનમન આતુર હરખ્યાં રે ! હાં૦ ૫



૧૦



હાં રે ભાઈ ! જીવતડાંને ડર છે, બાવા !
મરેલા શું મરશે રે ?
અન્તરજામી માંહી સમાયા !
તેને જમ શું કરશે રે ? હાં૦ ૧

હાં રે ભાઈ ! પુરુષોત્તમનું સુમરણ કરતા,
પુરુષોત્તમમાં ભળીયાં !
જનમ મરણનો ઝઘડો ભાગ્યો !
વાએ વાદળ ટળીયાં રે ! હાં૦ ૨

હાં રે ભાઈ ! શીર વિના નર આનંદ કરશે,
ગોવિંદના ગુણ ગાશે;
સુરત નૂરત બે એક કરીને,
આપા માંહી સમાશે રે ! હાં૦ ૩

હાં રે ભાઈ ! મરવાનો ડર મ્હોટો, બાવા !
ડરે રંક ઔર રાણા !
અવિનાશી તો અંગે વસીઆ !
તે તો નવ ડ્હેવાણા રે ! હાં૦ ૪

હાં રે ભાઈ ! મરજીવાનો મહિમા મ્હોટો !
જુગ જુગ પ્રત્યે એવો,
દિલ દરિયામાં નિત્યે પેસી,
પીવત મીઠો મેવો રે ! હાં૦ ૫

હાં રે ભાઈ ! આ મારગ તો અજરી, બાવા !
અપેકો નેનાં આવે !
લાલદાસકો કિરપા કિન્હી,
પ્રેમજ્યોત મિલાવે રે ! હાં૦ ૬

## ૧૧



હાં રે મધુવનમાં મોરલી બાજી !
તાન શબ્દ ગત ન્યારી !
તન મન શુદ્ધ તો ગોપી ભૂલી !
અનભે લાગી તાળી રે ! મધુ૦ ૧

હાં રે ભાઇ ! પ્રીત પૂર્વની પહેલી જાગે !
સુજાન એ ધૂન પાવે :
અનભે રસ એકધારો વરસે,
ત્યાં લગી વીરલા આવે રે ! મધુ૦ ૨

હાં રે ભાઇ ! એણી ધૂને શંકર મોહ્યા !
મોહ્યા શુકદેવ જોગી !
નારદ સરખા મુનિવર મોહ્યા !
મહારસના એ ભોગી રે ! મધુ૦ ૩

હાં રે ભાઇ ! સબસેં ન્યારા ! ખેલ અપારા !
ચામ દૃષ્ટિમાં ના'વે :
અખંડ લીલા આદ્ય તમારી,
કોઇ એક હરિજન પાવે રે ! મધુ૦ ૪

હાં રે ભાઇ ! એ મોરલીકા ભેદ અપારા !
લખી કળી કોણ જાણે ?
લાલદાસકો કિરપા કિન્હી,
તાથેં રસ વખાણે રે ! મધુ૦ ૫



૧૨



( ધોળ. )

એણી કમળ મધ્યે કારણ અધિકું ,
જે ભૂલ્યા મુનિદેવ રે !
એક મિથ્યા વાણી મૂકી દઇને ,
કરો સંતની સેવ રે ! એણી ૦ ૧

તેજ કમળને ભેદે ભમરા ,
અગમ સુજે જોર રે !
આ કાયાગઢ તું સહેજે જીતે , .
વશ હોય સર્વે ચોર રે ! એણી ૦ ૨

પરહરી ત્રિગુણ, આત્મા–
પરમાત્મા શું ભેટો રે !
આ નગર ત્યારે હાથ આવે ,
મરણ જીવણ મેટો રે ! એણી ૦ ૩

મરણ જીવણ બે જ ભાગે ,
એક આત્મા હોય રે !
પછી દશધા ઉદય હોયે ,
મરતાં ન દેખે કોય રે ! એણી ૦ ૪

પંચ પારથી પ્રભુ પ્રગટે તે ,
નાદ નર વિચાર રે !
ઉલટો શબ્દ ગગન ગરજે ,
કોઇ પ્રે ન પામે પાર રે ! એણી ૦ ૫

પાર પાવે તો અમર થાવે,
અગમ લક્ષે વરી રે !
જીવન મુક્ત તે સદાય આનંદ !
સુરતાસ્વામીમાં ઠરી રે! એણી ૦ ૬

જીવનમુકતા સચરાચરમાં,
પ્રભુ શું રંગે રમે રે !
ચેતનહારા ચેતજો, ભાઈ !
દેવગતિ આણી સમે રે ! એણી ૦ ૭

આપ ધારે તો અગમ સૂઝે,
નિગમમાં નિર્ણે ઘણી રે !
પછી ઘટ ભીતરમાં જુવો જઇને,
પામશો આનંદ ઘણીરે ! એણી ૦ ૮

એવી અમર લીલા અખંડ અદકી,
જુગત જોર અપાર રે !
ત્યાં ચંદ્ર સૂરજ દિવસ નહીં રજની,
જરા મરણ નહીં કાળ રે ! એણી ૦ ૮

એવી નૃત્યલીલા નિરખતાં,
મ્હારે હૈયે હરખ ન માય રે !
એક અંતરજામી પ્રગટીને,
લાલદાસમાં ગાય રે ! એણી ૦ ૧૦



૧૩

ઙ

મ્હારી માયામાં હું મોહ પામ્યો !
હું ને મ્હારૂં અજ્ઞાન રે !
સંશય ટાળ્યો સદ્દગુરુજીએ,
મ્હને થયું મ્હારૂં જ્ઞાન રે !
એક અદ્વૈત ! નહીં નહીં દ્વૈત ! બ્રહ્માનન્દને ભેટતાં રે ! ૧

મ્હારી અવિદ્યામાં હું અવરાણો !
મ્હેં તન ધર્યું ત્રિગુણ રે !
ભાઈ ! જીવ ઈશ્વર મને માન્યા !
નિશ્ચય હું નિર્ગુણ રે ! એક— ૨

મ્હારૂં અંતઃકરણ મુજને ભમાવે !
મન બુદ્ધિ ચિત્ત અહંકાર રે !
ભાઈ ! મ્હારૂં સ્વરૂપ મ્હને સ્ફુર્યું જ્યારે,
આવ્યો શુભ વિચાર રે ! એક— ૩

દાતા ભોક્તા દેહી જ માટે,
સુખ દુઃખનો સંજોગ રે !
ભાઈ ! ભૂત ભવિષ્ય વર્તમાન કાળ તે—
પ્રારબ્ધનો ભોગ રે ! એક— ૪

ચિદાભાસ હું વડે ! હું જ ચેતન !
હું જ સમજુ સાન રે !
ભાઈ ! કારજ કારણ હું જ કર્તા,
ત્રિપુટી પ્રસ્થાન રે ! એક— ૫

મ્હારી ઇન્દ્રિનો હું અધિકારી !
હું વિષયી હું દેવ રે !
ભાઇ ! હુંજ સ્વામી ! હું જ સેવક !
હુંજ કરૂં મ્હારી સેવ રે ! એક— ૬

મ્હારી વાણી મુને પ્રકાશી !
મુજ વડે એ વાણ રે !
ભાઇ ! પરા પશ્યંતી મધ્યમા વૈખરી,
તે મ્હારૂં કરે પરમાણ રે ! એક— ૭

જાગ્રત માંહે હું જ વરતું,
હું જ સ્વપ્ના માંહી રે !
ભાઈ ! સુષુપ્તિનો હું જ સાક્ષી !
ત્રણે મુજમાં નાહીં રે ! એક— ૮

સ્થાવર જંગમ સ્થૂલ સૂક્ષમ,
સર્વે મ્હારા ઘાટ રે !
ભાઇ ! પાંચ પચ્ચીસે મુજને વળગ્યાં !
મ્હારો પિંડ વિરાટ રે ! એક— ૯

હું જ વિશ્વમાં, વિશ્વ મુજમાં,
આદિ મધ્ય ને અંત રે !
ભાઇ ! લાલદાસ કહે તે સાન સમશ્યા–
કોઇક સમજ્યા સંત રે ! એક—૧૦



૧૪



( ધોળ )

હરિ ! મ્હારે મંદિરે પધારજો !
મોહન મોરલીવાળા રે !
આવો દિવસ કયારે આવશે ?
હરિ ! મુને જીવને કહેતા રે !
હરિ ! મ્હારે મંદિરે પધારજો ! ० ૧

સૂનાં ભુવન, સ્વામી ! તમ વિના,
પિંડ છોડી પ્રાણ તો જાય રે !
તે ગતિ થઇ રે આ અમો તણી !
વેગે પધારજો, વૈકુંઠરાય રે !
હરિ ! મ્હારે મંદિરે પધારજો ! ० ૨

પ્રેમપારસ મ્હારા હાથમાં,
હરિ સુખ માગીને લેતા રે !
આણી શેરી ને આણી વાટડી !
વ્હાલોજી કંઇ કંઇ કહેતા રે !
હરિ ! મ્હારે મંદિરે પધારજો ! ० ૩

કોલ કરીને પધારજો,
જ્યાં હોય ભક્તિનો ભાવ રે !
લાલીઆ રંકને હેત ઘણું,
હરિ તમારા દર્શનનો લ્હાવ રે !
હરિ ! મ્હારે મંદિરે પધારજો ! ० ૪



૬૯



( થાળ )

ભાવનો ભૂખ્યો ભૂધરો ! જો હોય તે લાવો !
કાચી ભાજી આરોગશે, તેનો દુઃખ તે દાવો !
ભાવનો ભૂખ્યો ભૂધરો ! ૦ ૧

તાંદુલ માટે દાસનાં, દારિદ્રય ભાગ્યાં !
સુદામાને કૃપા કરી ! એનાં ભાગ્ય જાગ્યાં !
ભાવનો ભૂખ્યો ભૂધરો ! ૦ ૨

ભાજી માટે રાજી થયા ! એવા મ્હેલ્યા અધૂરા !
વિદુરને કૃપા કરી ! એવા પ્રીતિના પૂરા !
ભાવનો ભૂખ્યો ભૂધરો ! ૦ ૩

અન્ન આરોગ્યાં નારનાં, દુઃખ નજરે ના આણ્યાં !
કુરમાને કૃપા કરી ! ચૌદ લોકમાં જાણ્યાં !
ભાવનો ભૂખ્યો ભૂધરો ! ૦ ૪

ખોર આરોગ્યાં નારનાં ! એનાં કારજ સાર્યાં !
દેવતાને દૂભીને, એનાં માન વધાર્યાં !
ભાવનો ભૂખ્યો ભૂધરો ! ૦ ૫

વિખ આરોગ્યાં દાસનાં ! રાયનાં માન ગાળ્યાં !
મીરાંને કૃપા કરી ! દુઃખ દોહ્યલાં ટાળ્યાં !
ભાવનો ભૂખ્યો ભૂધરો ! ૦ ૬

કહે લાલદાસ એ જોગીઓ, મ્હારે અંગે વસીઓ !
હેત સંતનકો જોઇને, ઘણો-અંતર હસીઓ !
ભાવનો ભૂખ્યો ભૂધરો ! ૦ ૭



૧૬



તનસરોવર એક પંખી રહેતા
પરમહંસ નામ કહાવે ।
તે રે પંખીને નહીં રૂપ ને રેખા ;
કહોને કોણ બતાવે ? તનસરોવર ० ૧

પાંચ પચ્ચીસથી ન્યારા ખેલે ;
રહે છે દસ વીસ માંહી ।
દર્પણ માંહિ મુખ દેખાયે ।
પણ હાથ આવત નાહીં । તનસરોવર ० ૨

પાંચે તે અંગે ને પાંચે તે સંગે ।
છઠ્ઠો તો પ્રભુ આપ ।
સાતમું એક નિજસ્વરૂપ એ ,
તેને નહીં પુણ્ય ને પાપ । તનસરોવર ० ૩

તે રે સ્વરૂપમાં વાસ હમારા ।
સદા સર્વદા . રહીએ ।
કહે લાલદાસ સુણો, ભાઈ ! સાધુ !
કોઈ કહેવા સરખાને કહીએ । તનસરોવર ० ૪



૧૭



તે રે સ્વરૂપને જે રે દેખાડે,
સોહી સદ્‌ગુરુ સાચા !
તે રે સ્વરૂપને દષ્ટે રે જોતાં,
અમર લોકમાં વાસા ! તે રે ૦ ૧

વેર બંધન બે ય છોડે,
એકજ આત્મા ભાળે !
સોહી સદ્‌ગુરુ પૂરણ લખીઆ,
આ ભવનો ફેરો ટાળે ! તે રે ૦ ૨

અકળ સિદ્ધિ પાસે રે દેખે,
દૂર જોવા નવ જાયે !
એટલો વિધિ જે જન જાણે,
તે આપે ઇશ્વર થાયે ! તે રે ૦ ૩

દૂધ સાકર જેમ ભેળા ભળીઆં,
એમ એક રસ થાયે !
કહે લાલદાસ સુણો, ભાઇ ! સંતો !
આ ગત કોને કહેવાયે ? તે રે ૦ ૪



૨૨



કાતરીઆં કહાડી નાંખો રે ! મુખડે રામનામ લાખો :
જે કહે તે સર્વે સાંખો ! કાતરીઆં કહાડી નાંખો ! ૦ ૧

રીસે રોગ ઘણો વાધ્યો ! કાળે કાયાગઢ ખાધો !
કે અલબેલાને આરાધો ! કાતરીઆં ૦ ૨

ખારીલાં થઇને નહીં ખાટો ! મ્હેલો મન તણો આંટો !
કે કહાડો કપટ તણો કાંટો ! કાતરીઆં ૦ ૩

અભણ થઇને સૌને ક્ષમજો ! કડવું કોઇને નવ કહેજો
કે ઝડપીને લેશે જમ જો ! કાતરીઆં ૦ ૪

પુણ્ય કરતાં જીવ મા ખેંચો, મ્હેલો મન તણો માંચો –
કે ભલું વેરીનું વાંચો ! કાતરીઆં ૦ ૫

વાંકી મા બોલો વાણી, દુઃખીઓ તું થાશે, પ્રાણી !
એ સૌ કહું છું પરમાણી ! કાતરીઆં ૦ ૬

પંચ ચોર, પચ્ચીસ નારી, તેને મ્હેલો વિસારી –
કે ત્યારે પેર થશે ત્હારી ! કાતરીઆં ૦ ૭

ઔર દેવનું નહીં કંઇ કામ, સાચા છે સુન્દરવર શ્યામ !
કહે લાલો લેજો નામ ! કાતરીઆં ૦ ૮



૨૩



રામ શબ્દની માળા ! જપો તો ,
છૂટે જનમ જંજાળા –
સદ્‌ગુરુ રામ શબ્દની માળા....હો....જી ! ૧
કરી લેને કુંચી જ્ઞાન કેરી ,
ખુલે વજ્રમય તાળાં....હો....જી !
એ રે તાળાં તમે દૂર કરો, ભાઈ !
તો ઘટ ભીતર અજવાળાં –
સદ્‌ગુરુ રામ શબ્દની માળા....હો....જી ! ૨
આ અંદર એક પરગટ ગંગા !
કોણ કરે પથરા પાળા....હો....જી !
એ રે ગંગા તમે ન્હાવ અખંડ !
મત ન્હાવ નદીઓ નાળાં !
સદ્‌ગુરુ રામ શબ્દની માળા....હો....જી ! ૩
આ અંદર એક બુદ્ધિસમંદર ,
તેમાં તે નવ નેજાળાં....હો....જી !
એ રે સાયરમાં હીરા ને માણેક !
ખોજે ખોજણહારા–
સદ્‌ગુરુ રામ શબ્દની માળા....હો....જી ! ૪
હરિ સુમરો તો પાતક પ્રજળે !
સંતન કરી લે ચાળાં....હો....જી !
લાલદાસ કહે સદ્‌ગુરુવચને ,
નિર્ગુણ પંથ નિયારા –
સદ્‌ગુરુ રામ શબ્દની માળા....હો....જી ! ૫



૨૪



જ્ઞાનરવેણી

જ્ઞાનકો જ્હાજ બંધાવો, ભાઇ !
ઉન બૈઠત ના લગે કાંઇ ! જ્ઞાનકો ૦ ૧
ઉપર સાહેબ નામ લખાવો,
આ સાગર પર જ્હાજ ધરાવો ! જ્ઞાનકો ૦ ૨
આણીસે ન્યારે બીચ બેઠાયા,
સત્ય શબ્દસે જ્હાજ ચલાયા ! જ્ઞાનકો ૦ ૩
ઊંચનીચ બૈઠો જન કોઇ,
તાકો આવાગમન ના હોઇ ! જ્ઞાનકો ૦ ૪
સહજે રે સહજે પાર ઉતારે,
પુનરપિ જનમ ન આવે કયારે ! જ્ઞાનકો ૦ ૫
યે હી જ્હાજ અલૌકિક કહાવે,
સુરનર મુનિજન બૈઠન આવે ! જ્ઞાનકો ૦ ૬
જોગેશ્વર કરે ઉનકી રે આશા,
સો બસત અમરાપુર બાસા ! જ્ઞાનકો ૦ ૭
જમ કાલકા ભય મિટાવે,
માતા ઉદર ફેર નહીં આવે ! જ્ઞાનકો ૦ ૮
કર્ણ શબ્દ પડયે જે નવ જાગે,
તેને ચોરાસી પ્યારી લાગે ! જ્ઞાનકો ૦ ૯
કર્તા હર્તા રે સરજનહારા,
જન લાલદાસ બોલ બોજથી ન્યારા ! જ્ઞાનકો ૦૧૦



૨૯



જ્ઞાનરવેણી

અકળ બ્રહ્મ કળામાં રે લાવે,
કારણ લીલા સાચી કરી ગાવે । અકળ ૦ ૧

અલેખ લીલા લખ્યામાં રે ના'વે,
આતમકી ગત વીરલા પાવે । અકળ ૦ ૨

બાવન અક્ષરથી આ લીલાછે ન્યારી,
તે રે બ્રહ્માએ વેદે વિસ્તારી । અકળ ૦ ૩

બાવન અક્ષર પાર ન પાવે ।
નિગમ નેતિ કહી નિત્ય ગુણ ગાવે । અકળ ૦ ૪

એ લીલા કહું જો મેં માંડી,
નર નારી જાવે ઘર છાંડી । અકળ ૦ ૫

મૂકે રે વસ્તી ને વન કરે વાસા,
છોડે વેદ જગતકી આશા । અકળ ૦ ૬

દેહીનું કર્ત્તવ્ય જુહું રે લાગે,
પાંત્રીસ અંગથી ચતુરાઈ ભાગે । અકળ ૦ ૭

એક શક્તિ મેં તો દીઠી રે એવી,
બાવન અક્ષર-જન્મ્યા તેવી। અકળ૦ ૮

બીજી શક્તિ મેં તો દીઠી રે એવી,
જ્ઞાન ધ્યાન ભૂલાવે તેવી। અકળ૦ ૯

ત્રીજી શક્તિ મેં તો દીઠી રે એવી,
દશે અવતાર રમાડયા તેવી। અકળ૦ ૧૦

ચોથી શક્તિ મેં તો દીઠી રે એવી,
પૂરણ બ્રહ્મ વશ કર્યાં તેવી। અકળ૦ ૧૧

જળ પ્રસંગે ચંદ્ર જ આવે,
તેમ એ લીલા વેદ સમાવે। અકળ૦ ૧૨

બાવન અક્ષરે કહી સંભળાવી,
એ લીલા બાવનમાં નાંવી। અકળ૦ ૧૩

કહે લાલદાસ લીલા કહી ના જાવે,
ગુરુપ્રતાપે કરોડે એક પાવે। અકળ૦ ૧૪



## ૨૬



રાગ આસેરી

જેને ઇચ્છા હોયે રે હરિ મળવા તણી રે,
 તે તો સેવો સદ્‌ગુરુ સાધુ શર્ણ;
ચરણ પ્રતાપે રે, સંત સંગત મળે રે,
 ત્યારે તે ટળે રે જનમ મરણ. જેને૦ ૧

ગુરુ ગોવિન્દ વચ્ચે રે ભેદ ન આણો રે,
 ગુરુગોવિન્દ ગોવિન્દગુરુ એક;
અગ્નિ ને અર્ક રે આખર બે નહીં રે,
 એણી રીતે જાણી લેવો રે વિવેક. જેને૦ ૨

સંત, સદ્‌ગુરુને રે બરાબર જાણીયે રે,
 ખરે દલે સાધુની કરવી સેવ;
કૃત્ય તેનાં રે સ્હામું જોવું નહીં રે,
 મનસા શુદ્ધ માની લેવા ગુરુદેવ. જેને૦ ૩

ઊંચ નીચ સદ્‌ગુરુને રે નવ જાણીયે રે,
 અવર્ણ હોય તો યે કરવી સેવ;
આદ્ય પૂર્વની રે વાત મ્હને સાંભરી રે,
 નારદે ઢીમર કર્યા ગુરુદેવ. જેને૦ ૪

સાધુસંગ વિના રે, અર્થ સરે નહીં રે,
 સંતની સંગત કરને જોય;
સંતપ્રતાપે રે પરમાત્મા મળે રે,
 તેથી કાળ કર્મ ગાંજે નહીં કોય. જેને૦ ૫

આપે જ્ઞાન કરે રે, શુધ આવે નહીં રે,
પરજ્ઞાન વિના પડે નહીં બૂઝ;
ગુરુગમ પાખી રે પાર પાવે નહીં રે,
તે વિના કો કાળે ન આવે રે સુઝ. જેને ૦ ૬

સાધુસંગ વિના રે સંત ન નીપજે રે,
આગે સંત થયા તે સંતપ્રતાપ;
સંતસંગ પાખી રે પાર આવે નહીં રે,
ગુરુગમ વિના ઓળખે નહીં આપ. જેને ૦ ૭

સાધુની તો સંગે રે મીરાંને મોહન મળ્યા રે,
વિખ ફીટીને થયું અમૃત;
પ્રથમ હરિપૂજે રે સાધુ સેવ્યા વિના રે,
તેની મ્હારો વ્હાલો ન કરે રે સુતં. જેને ૦ ૮

સાધુને તો નિન્દે રે વન્દે મ્હારા નાથને રે,
તેની મ્હારો વ્હાલો ન માને સેવ;
ભૂધરને છોડી રે સાધુને સેવશે રે,
તેની હરિ પૂજા માને તતખેવ. જેને ૦ ૯

ધન્ય ધન્ય તેને રે સાધુની સેવા કરે રે,
ખરે ચિત્તે રાખીને રે ઉલ્લાસ;
હરિ હરિજનને રે એક જ જાણીયે રે,
સદ્દગુરુ સેવો કહે લાલદાસ. જેને ૦ ૧૦



૨૭



રાગ બિલાવલ

બ્રહ્માંડ એકવીસમા ઉપરે,
અમો અલમસ્ત બંદા;
ધરણી આકાશ બે ત્યાં નહીં,
નહીં સૂર કે ચંદા! બ્રહ્માંડ૦ ૧
ત્યાં તો સહજ સિંહાસન છે ભલાં,
સહજે વાજે છે વાજાં;
સહજ સ્વરૂપી ખ્યાલ છે,
ત્યાં અલખ બિરાજ્યા! બ્રહ્માંડ૦ ૨
ત્યાં તો અખંડ સૂરજ ઉગી રહ્યા,
અખંડ છે ચંદા;
અખંડ અમરાપુર ગામ છે,
ત્યાં તો સદાયે આનંદા! બ્રહ્માંડ૦ ૩
ત્યાં તો મરણ જીવન બે નહીં,
નહીં કાલની ફાંસી;
અંડ સ્વરૂપી આત્મા,
ખેલે અવિનાશી! બ્રહ્માંડ૦ ૪
હાં રે ભાઇ જ્યોતમાં ગોરખ કબીર હે,
બીજા અનંત હે સિદ્ધ;
શુકદેવ સરખા જતિ ઘણા,
ત્યાં સદા યે નવનિધ. બ્રહ્માંડ૦ ૫
એ જ્યોત ઉપર એક દેવ હે,
તહાં વાસ હમારા;
કહે લાલદાસ, સંતો! સાંભળો!
એ ખેલ હે ન્યારા! બ્રહ્માંડ૦ ૬



૨૮



ગરબી

તમે અલખ અરૂપી દેવ,
મેં દાસ કહાવું રે !
એક લીલા તે અગમ અપાર,
પ્રેમે ગાઉં રે ! તમે ૦

ત્યાં તો પ્રેમ તણી અનંત,
વર્ષા વરસે રે,
કંઇ હોયે અમારાં અંગ,
સો જન પરસે રે ! તમે ૦

એક લીલા તે અદ્‌ભુત,
આઠ અંગમાં દેખાડે રે;
પછી કાલિંગાનો વાસ,
ત્યાં થકી કહાડે રે ! તમે ૦

એ તો કહેતાં નાવે લેખ,
અપરંપારા રે !
ત્યાં તો કોઇ જ્વલ્લા દેવ,
જાનનહારા રે ! તમે ૦

મધ્યે અલખ બિરાજે આપ,
સદા યે સોહી રે ।
ત્યાં તો ઋષિ મુનિ ને દેવ,
ન પહોંચે કોઇ રે । તમે ૦

એ તો પિંડ બ્રહ્માંડથી દૂર,
ખ્યાલ બતાવે રે ।
ત્યાં તો ચાંદો ને સૂરજ દોય,
દરશન ના પાવે રે । તમે ૦

એ તો બાવન અક્ષરથી પાર,
પારથી ન્યારા રે;
લાલદાસ કહે ત્યાં વાસ,
સદાય હમારા રે । તમે ૦



૨૯



ગુરુ વિના જ્ઞાની રે, સૌ તો નર અંધ ઠર્યો !
દીપક છે ઘટમાં રે, જોતો પરદ્વારે ફર્યો !
ગુરુ વિના ૦ ૧

લેખ લિયો પણ ભેદ ન પાયો, મનમાં મેલ ભર્યો;
માળા તિલકનો પાખંડ રચીને, ફોગટ ફેરો ફર્યો–
ગાયો ગર્જ્યો સ્વાદે રે, ભોજનભક્ત ઠર્યો !
ગુરુ વિના ૦ ૨

પૂજા કરે તેની પૂઠ ન મૂકે, આવરણમાં આવર્યો;
પરનારીશું પ્રીત કરીને, આપે અધમ ઠર્યો–
નિન્દા કરીને રે, ઘટકુંભ પૂર્ણ ભર્યો !
ગુરુ વિના ૦ ૩

સદ્‌ગુરુજીની સેવા તજીને, દુષ્ટનો સંગ કર્યો !
મોક્ષ અમૃત પાન તજીને, વિષય રસમાં ભર્યો–
ભમે ને ભટકે રે, પાષાણરૂપ ઠર્યો !
ગુરુ વિના ૦ ૪

મ્હારૂં મ્હારૂં કરીને માયા મેલી, દામ લેખ ન કર્યો !
અણજાણ્યું અણચિન્તવ્યું આવશે, તેનો ભે ન ગણ્યો–
લાલ કહે લૂંટાણો રે, વળાવો સંત ન કર્યો !
ગુરુ વિના ૦ ૫



૬૦



ગરબી

નજીક છે ભગવાન! નથી દૂરા રે!
સઘળ ઘટમાં મહારાજ! રહ્યા ભરપૂરા રે! નજીક૦ ૧

એ તો પરખત નાહીં આપ! કહે કોણ કાજે રે!
એ તો પરવશ પડીયું મંન, વીંટાણું લાજે રે! નજીક૦ ૨

એ તો શિવ થકી થયો જીવ, ભરમે ભરાયો રે!
જયમ જળ ઉપર શેવાળ, તેમ છવાયો રે! નજીક૦ ૩

જેને મળે તે સદ્ગુરુ સત્ય, કળા તે ફેરે રે!
પછી જીવ થકી થાય શિવ, મોહ મત વેરે રે! નજીક૦ ૪

જેને હોયે પૂરણ પ્રીત, સો જન પાવે રે!
પછી હોય તે અનુભવ આપ, અલખગુણ ગાવે રે! નજીક૦ ૫

તેને સૂઝે તે સદ્વિચાર, અસત્ રહે અળગું રે!
પછી પામે નિજ સ્વરૂપ, ના રહે વળગ્યું રે! નજીક૦ ૬

હવે અસત્ રહ્યાં એ દૂર, જીવપણુ ખોયું રે!
પછી ભયો તે ચેતન આપ, નિરંતર જોયું રે! નજીક૦ ૭

કહે લાલદાસ, મહારાજ – ભેળાં ભળીઆં રે!
હવે પૂરણ કીધી મહેર, કારજ સરીઆં રે! નજીક૦ ૮



૨૧



પ્રભાત

પાંચે અવળા થયા સવળા,
મૂધ્યે જોવા લાગ્યા રે,
આપે આત્મારામ દીઠા!
મરણ જીવન બે ભાગ્યા રે! પાંચે ૦ ૧

આઠે ચોર સાથે ભાગ્યા,
ચેતન પુરુષ જાગ્યા રે;
જીવશિવ બે એક થયા ત્યારે,
અનભે વાજાં વાગ્યાં રે! પાંચે ૦ ૨

કોનકો ભજીયે! કોનકો તજીયે!
સકલ નિરંજન આપ રે!
અષ્ટ કમલપર આપ બિરાજે,
હોય અજપા જાપ રે! પાંચે ૦ ૩

કોનકો નિન્દું? કોનકો વન્દું?
કહો! કોના ગુણ ગાઉં રે?
લાલદાસકો કિરપા-કિન્હી!
નિત્યે દર્શન પાઉં રે! પાંચે ૦ ૪



૩૨



પ્રભાત

ત્રિકમ સાથે તાળી લાગી,
અખંડ અનહદ વાગી રે!
મોરલીની ધુની સુની,
સુપનામાંથી જાગી રે! ત્રિકમ૦ ૧

જાગી ત્યાં મ્હેં જીવન જોયા,
અખંડાનંદી રસિયા રે!
મહેરકરી મોહનજી મ્હારે,
હૃદય કમળમાં વસીયા રે! ત્રિકમ૦ ૨

અમે પ્રભુમાં, પ્રભુ અમ માંહે,
અરસપરસ નૃત્ય લાગી રે!
મહેરકરી મ્હારે મંદિર પધાર્યા,
જમની ભ્રાન્તિ ભાગી રે! ત્રિકમ૦ ૩

એક પુરુષ નિરંતર ખેલે,
દૂજો દ્રષ્ટિએ ના’વે રે!
લાલદાસને કિરપા કીધી,
નિત્યે દર્શન પાવે રે! ત્રિકમ૦ ૪



૩૩

ૐ

હાં જી ને હો ! કળજુગ અંતે એવું થયું !
સમુદ્ર જળ બહુ ઉલટીયું !
વળી ફરીયું તે નવખંડ માંહ્ય હો !
અલખજન નિજ ધામ રહ્યા !
વળી અવર ના રહ્યા કોય હો !
કળજુગ અંતે એવું થયું ! ૧
હાં જી ને હો ! ધરણી આકાશ જળબિંબ હુવાં !
અમે વળગ્યાં તમારે નામ હો !
દીન જાણીને દયા કરી રે !
વ્હાલે લેઇ રાખ્યાં નિજ ધામ હો ! કળજુગ૦ ૨
હાં જી ને હો ! નકલંક દેવ પધારીયા !
વળી કરવા જુગ્આ જુગની સાર હો !
સમંદર જળ બહુ સોશીઆં !
વ્હાલે વાળી અમારી વ્હાર હો ! કળજુગ૦ ૩
હાં જી ને હો ! ઉત્થાપન, થાપન કીધું !
વળી કળજુગ કહાડયું દૂર હો !
અમર આયુષ્ય વ્હાલે આપીયાં !
અમને જ્ઞાન દીધું ભરપૂર હો ! કળજુગ૦ ૪
હાં જી ને હો ! સતજુગ સ્વામીએ વર્તાવીયો !
વળી હુવું તે જયજયકાર હો !
કહે લાલદાસ કિરપા કરી !
અમને ઉતાર્યાં ભવપાર હો ! કળજુગ૦ ૫



૩૪



મન પવન લેઇ શૂન્ય સમાવે !
એસા ઉલટા રાહ ચલાવે ! મન ૦

ઈંગલા, પિંગલા, સુષુમ્ણા નારી !
નિજ સ્વરૂપમાં રહેણુ હમારી ! મન ૦

યેહી અમૃત પ્રેમ પ્રીતે શું ધાવે !
પ્રેમજ્યોતકે માંહી સમાવે ! મન ૦

એસો હી નૃત્ય કો નાચ નચાવે !
વણ રસનાએ તાન મિલાવે ! મન ૦

યેહી ધામ સકલસેં રે ન્યારા !
શૂન્ય શિખર પર ઘર હે હમારા ' મન ૦

અખંડ ધામકી લીલા હે ન્યારી !
આમાં જાણે કો વ્રજકી નારી ! મન ૦

કહે લાલદાસ જોજો સંતો વિચારી :
દૂજી બાત દીની હે ટારી ! મન ૦



૩૫



પૂર્વ દિશાએ એક સુવા રે બોલે !
તેણે હમારા અંતર ખુલે ! પૂર્વ૦
એહી સુવા રે અલૌકિક કહાવે !
કોટિ ઉપાયે હાથ ન આવે ! પૂર્વ૦
યેહી સૂડા સકલથી રે ન્યારા !
આદિ અંત ગુરુદેવ હમારા ! પૂર્વ૦
યેહી સૂડાને નહીં રૂપ ને રેખા !
હરિજન કોઈ કરત વિવેકા ! પૂર્વ૦
એહી સૂડા ગગનમાં રે ગાજે !
મહેર કરે તેનું ભવદુ:ખ ભાજે ! પૂર્વ૦
એહી સૂડા સકલ ઘટ સારા !
કહે લાલદાસ ખેલે ન્યારા પ્યારા ! પૂર્વ૦



૩૬



ક્યાંથી પ્રાણ પ્રગટ થયો ? કોણ બતાવે ઠામ રે ?
જ્યમ મેંદીમાં લાલી વસે , એમ શરીરમાં રામ રે ! ક્યાંથી૦
આપ ઇચ્છાએ પ્રગટ થયો , વસીઓ કિયા ગામ રે ?
જેમ ઘટમાં નાદ વિરાજે , એમ શરીરમાં રામ રે ! ક્યાંથી૦
જ્યાંથી આવ્યો ત્યાં સમાયો , કોણ બતાવે ધામ રે ?
જ્યમ ફૂલનમેં વાસ વિરાજે , એમ શરીરમાં રામ રે ! ક્યાંથી૦
પંચ પ્રભુથી પ્રગટ થયાં , પ્રભુ પાંચે માંહ્ય રે ?
લાલદાસ કહે સુણો, ભાઈ સાધો ! જમડા કોન કો ખાયરે ? ક્યાંથી૦



૩૭



રાગ મલાર

હાં રે ભાઇ ! કોણુ ગગન રે ગર્જના ?
કોણુ ગર્જના આયો ?
ગર્જનવાલા રે ગર્જીને
કહોજી કહાં સમાયો ? હાં રે ! ०
ગર્જનવાલા પુરુષ કોણુ હે ?
કહો જી રૂપ હે કેસા ?
કો હે કાજી કો પંડિતા ?
મોહે બતાવે એસા ? હાં રે ०
કહાંસે વર્ષા વરષીઆ ?
કહાંસે વાદલ આયા ?
પવન કહાંસે પ્રગટીઆ ?
કહાંસે વીજ ચમકાયા ? હાં રે ! ०
હાં રે ભાઇ ! ભૂમંડલકી વાર્તા
સર્વે વેદ બતાવે ;
ગગનમંડલકી વારતા,
કોઇ એક સાધુ પાવે ! હાં રે ! ०
હાં રે ભાઇ ! કર્ત્તા એક અલેખ હે,
સદા સારંગપાણી !
કહે લાલદાસ કિરપા કરી,
તાથે યેહી વિધ જાણી ! હા રે ? ०



૩૮



રાગ મલાર

હાં, રે હો ! શબ્દાતીત ગગન ગાજીઆ !
તે તો શૂન્યમાં સમાયા !
પાંચ તત્ત્વ પ્રગટ કરી,
માંહે ખેલન આયા ! હાં રે૦
હાં રે હો ! રૂપ અબધૂત હે !
સો તો દૃષ્ટિમાં નાવે !
આપે જેવા ઓળખ્યા હશે,
તેવું દર્શન પાવે ! હાં રે૦
હાં રે હો ! આકાશથી પવન થયો,
પવન તેજ કેંહાયા;
તેજ થકી નીર નીપજ્યું,
નીરે વાદલ આયા ! હાં રે૦
હાં રે હો ! વાએ વાદળ ઉલટયાં,
તેજે વીજ ચમકાયા !
રવિ કિરણ થકી જળ ચડીઆ,
વર્ષણ આયા ! હાં રે૦
હાં રે હો ! સર્વે કર્ત્તા અલખ હે;
સદા સારંગપાણી !
કહે લાલદાસ ગુરુકૃપા થકી,
હમે એ વિધ જાણી. હાં રે૦



## ૩૧

## વન રમણી

### (૧)

હું તો મોહી રે મધુકર શ્યામને !
હું તો વારી વ્હાલાજી હો રાજ !
તમારા નામને ! હું તો ૦ ૧
પ્રભુ ! જે દહાડાના વનમાં મળ્યા !
પ્રભુ ! તે દહાડાના મહારાજ !
અમારે અંગે ભળ્યા ! હું તો ૦ ૨
મ્હારી નવઅંગ દેહ શીતલ ભયી '
તમે મહેર કરી, મહારાજ ! હો !
ગુણે ઘેલી થઇ ! હું તો ૦ ૩
પ્રભુ મધુરી શી વાણીએ મન મોહ્યું '
મ્હેં તો રૂપ રંગ ગુણ જ્ઞાન,
તમારૂં તેમા જોયું ! હું તો ૦ ૪
પ્રભુ શબ્દ સોહામણે વેણુ વાઇ !
મ્હારી સુરત શામળીઆજી રાજ!
માંહે રહી લપટાઈ ! હું તો ૦ ૫
જેને સ્વપ્ને જોગેશ્વર નાહીં પાવે,
એવો કોટિ બ્રહ્માંડનો નાથ,
મ્હારે મંદિર આવે ! હું તો ૦ ૬
આ તો કોણ પુણ્યાઇ પરવરી !
અમે તજીયા ધરમ અનંત !
સુરતે વાસ્યા હરિ ! હું તો ૦ ૭
મ્હારા હૃદયકમળમાં રામ રમ્યા !
મ્હને અંતરગતે મ્હારા નાથ !
હો રાજ ! પૂરણ ગમ્યા ! હું તો ૦ ૮

પ્રભુ ! શી રે શોભા કહું રાજની ?
બલિહારી જાઉં મારા નાથ !
હો રજની આજની ! હું તો૦ ૯
પ્રભુ ! આજની હો રજની રંગે ભરી !
રાજે હેત દેખાડયું અપાર હો !
આંખડલી મ્હારી ઠરી ! હું તો૦ ૧૦
પ્રભુ ! તમારે લોચનીએ અમૃત ઝર્યાં !
એવી દષ્ટે જોયું મ્હારા નાથ હો !
વાન અમારાં વળ્યાં ! હું તો૦ ૧૧
પ્રભુ ! વ્રજ સુન્દરીનો મેવો તમે !
રાજે આપ્યાં ગુણ જ જ્ઞાન !
હો ! ન્યાલ કીધાં અમે ! હું તો૦ ૧૨
મ્હારા અંગમાં તે ઉલટ બહુ વાધીયો !
જ્યમ રાંક તણે વળી હાથ,
હરિ રતન લાધીયો ! હું તો૦ ૧૩
મ્હારા મનમાં તે મુક્તિમણિ ભરી !
રાજે આપ્યો જ્ઞાનભંડાર,
પૂર્ણ કૃપા કરી ! હું તો૦ ૧૪
પ્રભુ ! જ્ઞાન ને વિજ્ઞાન બે આપીયાં !
આણ્યાં જુગ માંહે મહારાજ !
પોતાનાં કરી થાપીઆં ! હું તો૦ ૧૫
પ્રભુ ! આપણાં હશે તે આવી મળશે,
તે તો વસશે અમરાપુર વાસ હો !
આપ-અંગમાં ભળશે ! હું તો૦ ૧૬
લાલદાસને હરિ હેતે મળ્યા !
મ્હેં તો જુગે જુગે મ્હારા નાથ !
રાજ ઉરે ધર્યા ! હું તો૦ ૧૭



૪૦



વનરમણી

(૨)

બહેની ! એક વાત તુજને કહું :
ત્હારી નિત્ય ઉજાગરી આંખ હો !
ભેદ તેનો નવ લહું ! બહેની ! ૦ ૧

બહેની ! સ્નેહલીલાની વાતડલી :—
મ્હારી નિર્મળ ઉજાગરી આંખ !
સ્વામીસંગ રાતડલી ! બહેની ! ૦ ૨

સ્વામી વેણુ વાહીને વન તેડયાં !
મ્હારાં દુઃખ દારિદ્રય મ્હારા નાથ હો !
રાજે સરવે ફેડયાં ! બહેની ! ૦ ૩

સ્વામી પૂર્વ અંકુરે હું પામી !
મ્હને મળીઆ ત્રિભુવનનાથ,
અંતરગતિયે એ સ્વામી ! બહેની ! ૦ ૪

મ્હારે નાથે હો હાથ મ્હારો સાહ્યો !
મ્હારે ઘાલી ગળામાં બાંહ્ય,
અધરરંગરસ પાયો ! બહેની ! ૦ ૫

સ્વામી રાસ રમાડયાં ખાંતે વરી !
રાજે પૂરણ કીધી મહેર હો ! ;
અંતરગત માંહે હરિ ! બહેની ! ૦ ૬

સ્વામી ! રાસ રમીને અંગ ભળ્યાં !
મ્હારા અંતરગત આધાર !
હો મન મારાં ઠર્યાં ! બહેની ! ૦ ૭

સખી ! ચાલીને સરવ વનમાં આવી !
મ્હારા વ્હાલાજી કેરા મનમાં !
વશેકે તે ભાવી ! હરિની ૦ ૭

મ્હારા વ્હાલાજીને અંગે લપટાઇ !
મધ્યે ઉભા મનોહર શ્યામ !
મધુરી વેણુ વાઇ ! હરિની ૦ ૮

સખી વન આવી - વસ્તી છાંડી !
મ્હારે વ્હાલેજીએ રમતડી હો !
મ્હોટી માંડી ! હરિની ૦ ૯

હવે રાસ તણો આદર કર્યો !
ત્યારે સળસળીઓ શેષ નાગ !
પાતાળ થકી ડર્યો ! હરિની ૦ ૧૦

હવે પૃથ્વી ઉપર પ્રભુ ચરણ ધર્યાં !
આ ભોમ તણા જોને ભાગ્ય !
આજે પૂરણ કર્યાં ! હરિની ૦ ૧૧

હવે ભોમનો ભાર તે કયમ સહીએ ?
અમને ઉલટ અંગ અપાર હો !
રાસ જોવા જઇયે ! હરિની ૦ ૧૨

હવે કમળનું પુષ્પ મધ્યે ધરીયું !
વ્રજનારી કેરૂં જોને ભાગ્ય !
આજ પૂર્ણ કર્યું ! હરિની ૦ ૧૩

સખી બાંહ્ય વળગ્યાની હૂંશ કરી !
ત્યારે અંતરગતની વાત હો !
તુરત જાણી હરિ ! હરિની ૦ ૧૪

હવે ગોપીઓના મનના મરમ લહ્યા !
પછી સખીઓ પ્રત્યે શ્યામ હો !
એકે અનંત થયા : હરિની ૦ ૧૫

હવે સખી સર્વે આનન્દ પામી !
પૂર્વપ્રીતે મળ્યા મ્હારો નાથ !
મ્હને અંતર્જામી ! હરિની ૦ ૧૬

હવે કોડ પોત્યા સર્વે કામિની !
શી શોભા કહું મહારાજ !
મનોહર શ્યામની ! હરિની ૦ ૧૭

મ્હોટે મુનિવરે મંન ઇચ્છા ધરી !
કાં ન અવતરીઆ વ્રજનાર હો ?
ખેલત સંગ હરિ ! હરિની ૦ ૧૮

જોતાં ચંદ્ર થાકયા ! શુદ્ધ ના રહી !
તે તો ભૂલ્યા આથમવાનો ગમ !
હો રેણુ મ્હોટી થઇ ! હરિની ૦ ૧૯

લાલદાસને હરિ હેતે મળ્યા !
મ્હેં તો જુગજુગ પ્રત્યે મ્હારા નાથ !
હો રાજ ઉરે ધર્યા ! હરિની ૦ ૨૦

સાખી

આ ભોમથી લીલા ન્યારી ! આવો પંડિતો ! જુવો વિચારી !
આ લીલાકો જાણે ભેદ, તે શાહેકો જાણે ભેદ ? ૧

ઇતિ શ્રી વનરમણી સમાસ.

## ૪૨



### સાખીઓ

શબ્દે લાગ્યા સો ઉગર્યા, ડૂબ્યા ડોલણહાર;
કહે લાલદાસ તાકી નહીં, બૂમ ને વ્હાર. ૧



ગયે કો સોચે નહીં, આવનકી નહીં આશ;
સો જન કેવલ રામકા, એમ કહે લાલદાસ. ૨



આપણ તજીએ માનકો, આપણકો તજી જાય મોત;
લાલદાસ કહે સુણો ભાઈ સાધુ! ગયું ગોફણ ગોળા સોત. ૩



રામ નામ દુનિયા કહે, માટે બ્રહ્મ જો ટૂટયા?
ગોરખ કબીર ભરી ચાંચરી, માટે શું દરદરિયા ખુટયા? ૪



દરદરિયા અમર ભર્યા! ખૂટે નહીં લગાર!
કેનો અંત ધાવી ગયે! કેસે ધાવણહાર! ૫



રામ તો દરિયાવ હૈ, હીરા મોતી માંહી!
કહે લાલદાસ કોઈકો, કહાડયાકી ગમ નાંહીં! ૬



ગુગનમાં મૂરત બણી, પડી રહી તે ખાખ;
તે કહે લાલદાસ બહેરા થયા! સાંભળે મ્હારૂં કોણ! ૭



આકાશ ધરણી કછુ ન્હોતા, ન્હોતા પવન ને પાણી;
લાલદાસ કહે તા દિન, કયાં હતા અલખ નિર્વાણી? ૮



તા દિન હમ ઉનકે સંગ હતા, કરતા ઉનકી સેવા;
લાલદાસ કહે એ, આદ્ય અનાદિ દેવા. ૯



મેરા ઘર નવખંડસે ન્યારા, ચૌદ લોકકે પારા;
લાલદાસ કહે ચંદ્રસૂર જાણે નહીં, તો કાહા જાણે સંસારા ? ૧૦



વિકાર સહિત જડ છોડકે, અમે જઈએ પિયુકી પાસ;
લાલદાસ કહે શેષમહેશ જાણે નહીં, તહાં હમારા વાસ. ૧૧



બાવન અક્ષર બાહારી, ધનુર્વિદ્યા રહી એક;
લાલદાસ કહે તાહિકો, સન્ત જાણે વિવેક. ૧૨



ધનુર્વિદ્યાકી દેખકી, સૂઝે લગી ના જાય;
લાલદાસ કહે ધનુર્વિદ્યા, પૂર્ણ છે ઘટ માંહ્ય. ૧૩



મન વિના શું મહાલવું ? પ્રેમ વિના શું ગાવું ?
લાલદાસ કહે સુણો ભાઈ સાધુ ! નથી મરીને વૈકુંઠ જાવું ! ૧૪



અમે સાધુ તાકો કહીએ, જીવત પહોંચે નિર્વાણ;
અરસપરસ રહે એકઠાં, સો સાધુ પરમાણ. ૧૫



ઘર હમારા અગમ હે, જ્યાં રહે આપ અલેખ;
લાલદાસ કહે જેત્તે તનમન
ઓજીઆ એત્તે હમ સબ એક. ૧૬

હમ કબીરાકે પાસ હૈ, કબીરા હમારા ઓર;
એમ જુગજુગ પ્રત્યે આવત હૈ, પરમહંસ મહા ઘોર. ૧૭

કબોલ ના, પરખ્યા આપડે, તે કૂટાણા કંઇ વાર;
લાલદાસ કહે તાકી ના થઇ, બૂમ કે વહાર! ૧૮

શબ્દે ભેદ્યા સો ઉગર્યા, ડુબ્યા ડોલણહાર!
લાલદાસ કહે લખ ચોરાશી ફરી વળ્યા,
તે ના પામ્યા પાર. ૧૯

અસાધુ નર બાપડા, તજે બાહ્યકી માયા;
લાલદાસ કહે અગમ નિગમ સૂઝે નહીં,
તહાં લગણ દમે કાયા. ૨૦

વાણીથી વેદ ઉપજ્યા, વેદ વાણી માંહી;
લાલદાસ કહે ભેદ્યા વિના, અગમ સૂઝે નાહીં. ૨૦

સુપનામાં સરપે ડસ્યો, વિખ ચડયો અનન્ત;
વૈદ કોઈ મળ્યો નહીં, તાકી કહો કોણ ગત્ય? ૨૦

ભાઈ! પ્રભાતે જાગીઆ, સદ્‌ગુરૂ મળીઆ સત્ય;
લાલદાસ કહે તાહીકી, બધી ભલેરી ગત્ય. ૨૩

અરસપરસ રહી એકઠાં, સદા અખંડ હમારે આશ;
લાલદાસ કહે સુરત નરત બિછટા પડે,
તબ હી હોય ઉદાસ. ૨૪



પંચ શબ્દકાં હુવા એક શબ્દ, જઇ ત્રિકમમાં સમાય ;
લાલદાસ કહે સદ્‌ગુરુ પ્રતાપેં, એહી તમાશા પાય ! ૨૫



આસન સાધ્યા અલખ આરાધ્યા,
વળી હુઇ સહજ સમાધ ;
લાલદાસ કહે યેહીમાં કોઇ, જુગતે જાણે વાત ! ૨૬



મન પવન દો બાંધીયા, બાંધ્યાં ચંદ ને સૂર ;
લાલદાસ કહે તાહીસેં, અખંડ વરસે નૂર. ૨૭



અમૃત વરસ્યા અપારથીં, રસના કહી ન જાય ;
લાલદાસ કહે યેહી માંહી, કોઇ જુગત વિવેકી પાય. ૨૮



લાલદાસ કહે મેં દીવાના કહાવતા,
નહીં મમત, નહીં માન ;
એક સહેજે સદ્‌ગુરુ મળી રહ્યા, પછી ગઇ સિંધમાં સાન. ૨૯



સહજ સ્વરૂપે શ્યામજી, અમે દીઠા છે ઘટમાંહી ;
લાલદાસ કહે આપણે, મરણેકી ડર નાહીં. ૩૦



પ્રેમ હીરદે, સાધન શીશ, પદ રસના માંહી ;
લાલદાસ કહે તાહીકો, કોઇ ભેદ જાનત નાહીં. ૩૧



ઓરામાંથી ઉગર્યા, હરિ કિરપા હોય ;
લાલદાસ કહે એક તાહિકો, મરતા ના દેખ્યા કોય. ૩૨



દસ અવતારકો હમ ના ભજે, હમ ભજે કછુ ઔર !
લાલદાસ કહે સદ્‌ગુરુ વિના સંશય પડયા,
કોણ બતાવે ઠોર ? ૩૩



જુગ જુગ પ્રત્યે દસ અવતાર હુવા,
સહેજે આવે સહેજે જાય ;
લાલદાસ કહે એક અટલ સ્વરૂપી બ્રહ્મ હૈ,
સો આસન બદલત નાહીં. ૩૪



ડાહ્યા ભગત માયાકા ! મૂરખ ભગત હમારા !
તામેં અમર બીજ હી વાવું, વરસત અમૃતધારા ! ૩૫



રામાવતાર, કૃષ્ણાવતાર માંડયો,
નકલંક અવતાર માંડવા આવી ;
લાલદાસ કહે સુણો, ભાઈ સાધો, સોહી શકિત મોહે ભાવી. ૩૬



જીવ જીવની દશા દેખાવે, હંસ હંસગતિ ભાળે !
લાલદાસ કહે સત્ય સ્વરૂપ દેખાડીને,
અસત્ય સવેં ટાળે. ૩૭



લવજીવ એમ ના ઓળખે, જુગ જુગ અંતર પડીયા;
ઉત્તર દિશા વસ્તુ વિસરી, ત્યારે દક્ષિણે જઇ ચડીયા! ૩૮



કબીર હમારા આત્મા, હમ કબીરકી મત;
એક સૂજે રમી રહ્યા, પણ કોઇ ન જાણે ગત! ૩૯



પ્રેમદીપક મહીં કરો અજવાળા,
પિંડબ્રહ્માંડકા તૂટે તાળા;
તબ અલખ પુરુષકા દર્શન પાય,
કોટિ કબીર તું દેખે માંહ્ય! ૪૦



અખંડ ખ્યાલ રચ્યો એક ગામ,
કોઇ વીરલા બુઝે ગામકો નામ;
તે ગામ કોઇ વીરલા પાવે,
તે યોનિસંકટ ફિર ના'વે! ૪૧



हरिगुरु सन्तनकी जय जय ।

हरिगुरु सन्तनकी जय जय ॥

॥ हरिगुरु० ॥

ॐ

सद्गुरवे परमात्मने नमः

# પરમહંસ હરિકૃષ્ણજી

( અમદાવાદમા લાખા પટેલની પોળમા થયા. )



गुरु महाराजा गुरु ।
जय जय परिब्रह्म सद्गुरु ॥
॥ गुरु० ॥

## ॥ अथ गुरुस्तुति ॥

૧

ૐ

આદ્ય મૂર્ત ! અખંડ આપે લીલાકારણ પિંડધર',
અસુરમારણ ! સુરતારણ ! ગુરુ લાલ ! આપ દિગંબર' !
આદ્ય ૦ ૧

સદાય જોગી ! આપ ભોગી ! ન્યારા ! પ્યારા નરવર' !
સત્ય કારણ દેહધારણ ! ગુરુ લાલ ! આપ દીગંબર' !
આદ્ય ૦ ૨

અટલ આસન ! અચલ જ્યોતિ ! સેવે કોટિ પ્રભાકર',
ખંડ અખંડનું કારણ પોતે ! ગુરુ લાલ ! આપ દિગંબર' !
આદ્ય ૦ ૩

અષ્ટ કમલ પર સહસ્ર દલ છે, ત્યાં રહો આપે અદ્ધર',
અખંડાનન્દ અદ્વૈત મૂર્તિ ! ગુરુ લાલ ! આપ દિગંબર' !
આદ્ય ૦ ૪

જડમાં આપ, ચૈતન્યમાં પોતે, આપે બંધ અબંધકર',
જડથી ન્યારા, ચેતન પ્યારા ! ગુરુ લાલ ! આપ દિગંબર' !
આદ્ય ૦ ૫

સૃષ્ટિ મધ્યે મેરુ પર્વત, ત્યાં ત્રિદેવતા ધ્યાનધર' !
તેપર આપે અનિર્વચની, ગુરુ લાલ ! આપ દિગંબર' !
આદ્ય ૦ ૬

ત્યાં પિંડ નહીં, બ્રહ્માંડ નહીં, નહીં શશી ને સૂર્યં,
અનહદ રૂપે, અવધૂત વેષે, ગુરુ લાલ ! આપ દિગંબરં।
આદ્ય ૦ ૭

ત્રિવેણી પર બ્રહ્મઘાટે, રૂપ ધર્યું તે અક્ષરં!
અઘાટ ઘાટે અક્ષરાતીતે, ગુરુ લાલ ! આપ દિગંબરં!
આદ્ય ૦ ૮

એ અકળ કળા અનહદ રૂપે, મુખે મોરલી અધર ધરં!
છંદે છંદે વેદ તાન મિલાવે, ગુરુ લાલ ! આપ દિગંબરં!
આદ્ય૦ ૯

હરિકૃષ્ણ કહે, તમે કાળના એ કાળ ગુરુગોવિંદ વરં!
નવ નાથ, ચોરાસી સિદ્ધ સેવે, ગુરુ લાલ! આપ દિગંબરં!
આદ્ય૦ ૧૦

મન કર્મ વચને સ્તોત્ર ભણતાં, સો નર આપે ઇશ્વરં,
શ્લોક એકાદશ આદ્ય જાણે, તે નરનારી સિદ્ધ યોગેશ્વરં।
આદ્ય૦ ૧૧

॥ इति श्री गुरुस्तुति संपूर्णम् ॥



॥ अथ परिक्रमा ॥

२



(પ્રથમ) ગુરુજીને શીર નામિયે , આનન્દ મનમાંહે ધરી ,
ગુરુજી ! આપો આજ્ઞા તો , દેશાન્તર આવું ફરી . ૧

શિષ્ય કહે ગુરુ ! સાંભળો ! આદિ રોગ ટળે પરિક્રમા કરી ,
સનકાદિક મન શુદ્ધ ફર્યા , તે ગયા શરણે શ્રી હરિ . ૨

ગુરુ કહે તુજ મંન જોતાં , વાત તુજને કહું ખરી ,
દઢ ચિત્ત હશે તો આવશો , નહીં તો માયામાં રહેશો મરી. ૩

શિષ્ય કહેઃ ઓ દયાળુ સ્વામી ! હું અપરાધી મન્દ રી !
હું ફરૂં તમ , પ્રતાપ ગુરુજી ! વેદના ભણી છન્દ રી ! ૪

ગુરુદેવે આજ્ઞા કરી : શિષ્ય ! ફરો દેશાચાર રી !
શિષ્યે વચન માથે ચડાવ્યું , આણી હ્રદયે વ્હાલ રી ! ૫

પૂર્વ માંહી પરવર્યો , જ્યાં હતા જગન્નાથ રી ,
સંક્ષેપે આવતાં જતાં , કર્યાં તીર્થ વૃત્ત સૌ સાથ રી ! ૬

દક્ષિણ માંહે શ્વેતબિન્દુ , રામસિન્ધુ નરહરિ ;
આ તીર્થ જ જે કોઇ આવે , છુટે માયાના પટ રી ! ૭

પશ્ચિમે રણછોડ દર્શી , આગળ જતાં ઈશ્વરી !
કુપચન્દ બોલે નહીં , જ્યાં પાપ હોય બરાબરી ! ૮

ઉત્તર માંહે માન સરવર, ચુગે મુક્તા હંસ રી,
બદ્રી કેદારનાં દર્શન કરતાં, જાય મનના સંશ રી ! ૯

હવે પરિક્રમા કરી આવિયો, જ્યાં હતા ગુરુ લાલ જી !
હવે, ગુરુજી! કૃપા કરો તો, પામું અખંડિત ખ્યાલ જી ! ૧૦

ગુરુએ મંન વિચારીયું, નિર્મળ થયું એનું તંન રી !
મહામંત્ર એને અગમ આપ્યું, નિરખે બ્રહ્માનન્દ રી ! ૧૧

ગુરુજીએ ગુરુગંમ આપી, પૂર્ણ કીધો શિષ્ય રી !
પિંડબ્રહ્માંડ ચડાવિયો, તે હંસ સમો પરમહંસ રી ! ૧૨

ત્યાં ચતુર્વાકય મહાવાકય થયાં, તે જાણે સંત સુજાણ રી !
એક પંચ શબ્દે સૂત્ર વાજે, ત્યાં ન પ્હોંચે મન વાણ રી ! ૧૩

ત્યાં શંખ ધૂન મૃદંગ વાજે, વાજાં વાગે બહુ વિધ રી !
શરણાઇ વાગે સહજમાં તો, મોરલી ગગનમાં મધુર રી ! ૧૪

ત્યા ધર્મ નહીં, અધર્મ નહીં, નામ, રૂપ નહીં લેશ રી !
કર્ત્તારૂપે સાક્ષીવત્ રહે, અકર્ત્તા થઈ શુદ્ધ આલેખ રી ! ૧૫

ગુરુ લાલપ્રતાપે એ વિધિ જાણી, કહે મુનિ હરિકૃષ્ણ રી !
ભણે સોળે છંદ પૂરણ, તેનું મંન થાયે ઉષ્ણ રી ! ૧૭

॥ इति श्री परिक्रमा संपूर्ण ॥



ઉપનિષદ્‌નાં સરવડાં

રે



ઉપનિષદ્‌નાં સરવડાં વરસે,
અનુભવની તો હેલી રે પરસે,
કૈવલ્યમાં શુદ્ધ ચૈતન્ય વરસે –
તો સાતમી ભૂમિકામાં મ્હાલતાં રે! ૧

ધ્યેય–ધ્યાતાનો ગર્ભ જ ગળીયો,
તત્પદ, ત્વંપદ, અસિપદ મળીયો,
વિધિનિષેધ કંપારો ટળીયો –
તો નિર્ગુણ માર્ગમાં ચાલતાં રે! ૨

જીવનમુક્ત દશા છે રે સારી,
આતમરામ સદા સુખકારી,
ભામણાં લઈને જાઉં બલિહારી –
તો મરજીવા એના ભોગીયા રે! ૩

સંશય રૂપી સરપણીએ ડસીયા,
મનવાણીથી અગોચર વસીયા,
સહજાનન્દ સમાધિના રસિયા –
તો અણુલિંગી અવધૂત જાણીયા રે! ૪

ભૌંવરગુફાનાં સાધન શમતાં,
અર્ક ઉગ્યો રજની આથમતાં,
વેદના મસ્તક ઉપર રમતાં –
તો સાક્ષાત્કારમાં ઝીલીયો રે! ૫

સકળ રૂપ ચેતનમા જોતે,
સાક્ષાત્કાર સદોદિત ઉગ્યો તે,
સચ્ચિદાનંદ થયો પોતે –
તો સ્થિતિપદમા લોભીયો રે ! ૬

નેતિ નેતિ વિચાર વિવેકે,
શાખા ચંદ્ર નહીં રે અલેખે,
મુકત ખેલે છે અબધૂત વેષે –
તો દેહાધ્યાસને ટાળવો રે ! ૭

હંસગતિ બગલા શું જાણે ?
આપ આપણા અનુમાને આણે,
કૃષ્ણજી અનુભવી હોય તે જાણે –
તો વૈદેહીની વારતા રે ! ૮



૪



જાહ્નવી તટે કૂપ ખણાવે,
આપે ભૂલે ને બીજાને ભૂલાવે,
જીવપણે બહુ જોર જણાવે –
તો કર્મ ખણાવે કારમા રે ! ૧

તેણે થયો જડનો અધિકારી,
રાજબીજની મુકિત ન જાણી,
કેસરી ધામનો થયો અહારી –
તો હીંડે અજાની હારમાં રે ! ૨

બ્રહ્મવેત્તા ગુરુ મળીઆ દાતા,
તે નિરવિઘ્ન કરે સુખશાતા,
આ ભવમાં રાખે ભરમાતા –
તો જીવપણું જાયે ટળી રે ! ૩

સંત મળે તો મૂળ સંભાળે,
જ્ઞાનકસોટીમાં આપું ટાળે,
પ્રેમભક્તિની પલવટ વાળે –
તો ટાળે અંતરની આપદા રે ! ૪

સંત મળે તો ટળે અવતારા,
દેહના જાયે સર્વ વિકારા,
સમજીને ભજશો તો પામશો પારા –
ને વણ સમજ્યે જાશો વહી રે ! ૫

માન શિખામણ હે મનવાજી !
સંત વિના રામ નહીં થાય રાજી,
જુઠ પેંજારો પડશે આખી –
તો લાગી છે પણ નથી જાણતો રે ! ૬

મનુષ્યદેહ ધરીને શું ખાટ્યો ?
શું સુખ લઇને બોલે છે ફાટ્યો ?
દૈવના ચોર ! તું રહેને દાટ્યો –
તો દુર્મતિ ડહાપણ ડહોળતો રે ! ૭

જીવ થયો તે કર્મસંજોગે,
ભૂલી ગયો માયારસ ભોગે,
આવીને ડસીયો દારૂણ રોગે –
તો ઝેરની લ્હેર ચડી વળી રે ! ૮

સાચા ગુરુજીનો સંગ ન કીધો,
આપે આપનો અનુભવ સમજીને લીધો,
બ્રહ્માનંદ મહારસ નવ પીધો –
તો, છતે અણછતો થઇ રડવડ્યો રે!

આશંકા કેમે નવ થાય અળગી,
સચ્ચિદાનંદ જોયા નહીં સળંગી,
વાસનાલિંગ શરીરે વળગી –
તો આપે ન શકયો છોડવી રે!

સૂક્ષ્મ શરીરની વાસના બાંધી,
સંશય, કર્મની સાંકળે સાંધી,
અજ્ઞાનની આવી ગઇ આંધી –
તો જીવપણું લઇ ઝગડતો રે!

આંધી મહીં અંજાઇ ગઇ આંખ્યો,
મલીન પણે માયારસ ચાખ્યો,
વાયક જાળમાં ગુંચવી નાખ્યો –
તો કુબુદ્ધિએ ગડબડ ગોડવ્યો રે!

સાચા ગુરુજી સર્વે આપે,
સંકલ્પ વિકલ્પ રોગ ન વ્યાપે,
પાછલા ભવના પુણ્ય પ્રતાપે –
તો પરમાર્થી ગુરુ પામીયે રે!

મહાનુભાવજીની સંગત કરીયે,
વચન કહે તે મસ્તક ધરીયે,
શબ્દના માર્યા જીવતા મરીયે –
તો આવરણ, વિક્ષેપ વામીયે રે !

થા સુખીયો નિજ લાભને પામી,
સળંગ સૂત્ર જોયા અનુભવે સ્વામી,
જ્યાં ત્યાં ભરપૂર અંતરયામી –
તો અવર નહીં કોઇ આતમા રે !

અણછતો ખેલ આ કૃષ્ણજી ઉભો,
આપુપણાની લાલચ લોભ્યો,
સ્વેપદમાં સ્વયમેવ જ શોભ્યો –
તો પરમ પુરુષ પરમાત્મા રે !



૭



મહાવાણીનો મર્મ જણાતાં,
જીવ ઈશ્વરની એકતા થાતાં,
અંતરનો જ્યારે બ્રહ્મ ઓળખાતાં –
તો અહંમેવ ઉડી ગયો રે !

અંતરમાં જ્યારે જોયું રે જાગી,
તેણે તૃષ્ણા ત્યારે રે ત્યાગી,
લક્ષણા જોઇ અલેખમાં લાગી –
તો આત્મઅર્ક ઉદે થયો રે !

જહદા લક્ષ જોવાને રે ધાયો,
અજહદ લક્ષ તે ત્યાં ઓળખાયો,
જહદાજહદનો અનુભવ પાયો –
તો નિજપદ નિશ્ચે કરી રે!

દુર્મતિ દૂર રહીને નાઠી,
કર્મની ફાંસી નાંખી છે કાપી,
કામવાસના સર્વે નાઠી –
તો સમજીને ઠેકાણું ઠરી રે!

શબ્દસૂત્રની જાળા રે છૂટી,
અવિગતની તે ઉઘડી રે મૂઠી,
પૂરણ બ્રહ્મ સકળ ઘટ વ્યાપી –
તો પૂઠ દઈ પ્રકૃતિ ભણી રે!

શબ્દનિશાન જહાં નવ લાગે,
એહની વાત હૈયે નવ લાગે,
રમી જઇ શૂન્ય મંડળમાં જાગે –
તો બ્રહ્માનંદમાં જઇ ભળી રે.

હંસની ગતિ બગ શું જાણે?
આપોપું લઈ અનુમાનમાં આણે,
કૃષ્ણજી અનુભવી હોય તે જાણે –
તો વૈદેહીની વારતા રે.



૮



ગરબો

અનુભવીઆલા રે! આતમદર્શી કોઇ એક વીરલા રે લોલ !
જેને આત્મરૂપ સંસાર, તેની વૃત્તિ બ્રહ્માકાર.
અનુભવીઆલા રે ! ૦ ૧

મીનના મારગ અતિ ઊલટા, વાટ વિહંગમની પાંખે !
અનુભવીઆનો અનુભવ ચાલે, અનુભવપંથની આંખે !
અનુભવીઆલા રે ! ૦ ૨

બ્રહ્મવિત હોઇને, બ્રહ્મ નિજરૂપે, બ્રહ્મરસાયણ પર્શી !
હરિજન નહીં એમ ટોળા માંહી, કોઇ એક તત્ત્વદર્શી.
અનુભવીઆલા રે ! ૦ ૩

મીન, મેડક તો નહીં અધિકારી, ખાય મુક્તાફળ હંસા,
ખીર, નીરનો કરે નિવેડો, કાંઇ નવ રાખે સંશા.
અનુભવીઆલા રે ! ૦ ૪

નાના વિધના ખડુ હે પથ્થર, મહીં કોઇ એક દીસે હીરા;
એરણ ઘણ વચ્ચે ઘર કરી ઓપે, વણસે નહીં શરીરા !
અનુભવીઆલા રે ! ૦ ૫

ભાર અઢાર ઓખદ માંહી કંઇ, એક મલિયાગર વૃક્ષા,
વિષ હળાહળ સ્પર્શ ન લાગે, અહી અવળા મુખા !
અનુભવીઆલા રે ! ૦ ૬

અહીનાં ઓઘલિયાંમાં કવચિત દીસે, મણિધર વીરલા કોય;
પશુયોનિની જાતલડીમાં, કેસરી કહીએ કોય !
અનુભવીઆલા રે ! ૦ ૭

આપ આપના અનુમાને ઉડે, નભ માંહિ વિહંગા;
અનલ અધિક પણ આવે મ્હાલે, ગરૂડગતિ બહુ રંગા!
અનુભવીઆલા રે! ૦ ૮

દેહદશાની અટક ન માને, સાધ, સતી ને શૂરા;
કૃષ્ણજી અનુભવ સર્વે પ્રકાશી, સદ્ગુરુ મળીઆ પૂરાં.
અનુભવીઆલા રે! ૦



૯



ધોળ

સન્તસમાગમ પામતાં, વામતાં દુઃખોનાં વૃન્દ રે!
હસ્તામલ રવિ ઉગીયો, સ્વામીજી સચ્ચિદાનન્દ રે!
સન્તસમાગમ ૦ ૧

સાન નિરન્તર સિન્ધુમાં, અનુભવ ઉભરાઇ જાય રે!
સમરસ જોયામાં જીવ-શિવ-કીટીને ભ્રમર્ગત થાય રે!
સન્તસમાગમ ૦ ૨

વિલંબ પામી ગઇ વૃત્તિઓ, ધરતી ધ્યાતા ને ધ્યેય રે!
આશંકા પરિહાર કરી મ્હને, ગુરુજીએ ઉપદેશ દેઇ રે!
સન્તસમાગમ ૦ ૩

કૈવલ્યમાં શુદ્ધ ભૂમિકા, ઝળહળ ઝળહળ દિસે રે!
---ગતિ વિચારતાં, અવિગત આત્મા હંસ રે!
સન્તસમાગમ ૦ ૪

આકાશવત્ અણુલિંગી આ, પણ અભ્યાસમાં ડોલે રે!
ઇન્દ્રજાળમાં કૃષ્ણજી, કોઇ એક મરજીવા બોલે રે!
સન્તસમાગમ૦ ૫



૧૦



ધોળ

અનુભવીઆ! મળી આવોને આપણે વ્હોરીએ વસ્ત રે!
મરવાજીએ માંડી હાટડી, જ્યાં નહીં ઉદય ને અસ્ત રે!
અનુભવીઆ!૦ ૧

લોભ મૂકીને શીર સોંપીએ, બ્રહ્મરસ અમલ પીવા રે!
આત્માએ આત્મા પામીએ, પ્રગટે જ્ઞાનના દીવા રે!
અનુભવીઆ!૦ ૨

અજ્ઞાનતિમિર નહીં આવે રે, આત્મા તત્ત્વ ત્યાં દરસે રે!
જીવની દશા જાય વિસારે, સત્-ચિત્-આનંદ વરસે રે!
અનુભવીઆ!૦ ૩

મનુષ્યદેહ છે દુર્લભ, ભવસાગર તરવાનો આરો રે!
જીવન્મુક્તને સેવીએ, અવસર આવ્યો છે સારો રે!
અનુભવીઆ!૦ ૪

પોતે પોતાપણું પ્રીછતાં, આપણો અહંભાવ જાય રે!
ઇન્દ્રજાળમાં કૃષ્ણજી, અણછતા ઉભેલા ગાય રે!
અનુભવીઆ!૦ ૫



૧૧



ધોળ

શુદ્ધ ચૈતન્ય પરમાત્મા, વસ્તુ છે પૂર્ણાનન્દ રે!
જીવને ભરૂંસે આરોપીને, સાક્ષીને કહે છે વૃન્દ રે!
શુદ્ધ૦ ૧

ભ્રાન્તે ભર્યાં મૂળ સર્વનાં, વંખરી વેલીને ફૂલે રે!
પોતાનું નવ થાય પારખું! ભાત ચિત્રામણે ભૂલે રે!
શુદ્ધ૦ ૨

તત્‌પદ, ત્વંપદ, અસિપદ, શિખે ને સમજાવા જાયે રે!
જહદાજહદભાગ ત્યાગતાં, લક્ષણ ઓલવાઇને પ્રીછે રે!
શુદ્ધ૦ ૩

બોધ વજ્યા આ જહદના' પરિહાર કરતાં જાય રે!
બ્રહ્માકાર હોયે ભાવના, વસ્તુ જથારથ થાય રે!
શુદ્ધ૦ ૪

અટપટી વાત આવ્યા વિના, જડ મતિ અણુસમજ્યા શોચે રે,
દંન્દજાળમાં કૃષ્ણજી, કોઇ એક મરજીવા પહોંચે રે!
શુદ્ધ૦ ૫



# ૧૨

ॐ

[ સાત વાર ] ધોળ

આદિત્ય સદ્‌ગુરુ ઉદિયો રે ! અંધારો હુલ્યો !
હૃદયકમળનો ભમરો રે ! નવરંગી ફુલ્યો ! ૧

સોમ સમાધિમાં ખેલો રે ! આ રસના ભોગી !
અઘટ ઘાટ ના આવે રે અમધૂતા જોગી ! ૨

મંગળ સુખ ઉચ્ચરીએ રે વેદોની સાખીઓ !
અજર અમર વર વરીએ રે લેલાટે લખીઓ ! ૩

બુધે બાહેર દરસે રે અનહદ તૂર વાગે !
ગગનમંડળમાં વરસે રે ચેતન ઘન ગાજે ! ૪

ગુરુજીએ ગર્વ મૂકાવ્યો રે અઘના ઓઘ કાપી ;
સહજાનન્દ દેખાડયો રે સકળમાં વ્યાપી ! ૫

શુકરે સાધન સમજ્યા રે તત્ત્વના દર્શી ! !
લોહ લેશે નવ રહે રે પારસને પર્શી ! ૬

શનિશ્ચે મારગ ચડતાં રે, કંપારો ટળીઓ !
કૃષ્ણજી રસસુધાનો રે શુદ્ધમાં જઇ ભળીઓ ! ૭

સાત વારની સમજણ રે હરિજન જે વિચારે,
જન્મ મરણનાં વિઘન રે ટળશે તે વારે. ૮



## ૧૩



### રાગ હીંદોળો

ભાઈઓ રે ! અવળી દષ્ટે કયા જુવો ?
ભાઈઓ રે ! ૦

અવળી દષ્ટે અવળું થાશે, જગત ઊંડો કુવે !
ભાઈઓ રે ! ૦ ૧

સૌ સ્ત્રીઓને માતા ગણો, તમે એવીજ બુદ્ધિએ જુગે.
ભાઈઓ રે ! ૦ ૨

વિષય વાસનામાં બધાઈને કયા મૂળગું ખુવો ?
ભાઈઓ રે ! ૦ ૩

હાડ, માંસ, મળ, મૂત્રનો, સહુનો દેહ હુવો !
ભાઈઓ રે ! ૦ ૪

એ સઘળું પરિત્યાગ કરો, તો સુખેથી સુવો.
ભાઈઓ રે ! ૦ ૫

અંધધંધમાં બુડો છો ; બાથી રહ્યા શુ હાથવો ?
ભાઈઓ રે ! ૦ ૬

વધ્યાને વળગી રહીને, તેને શી રીતે હુવો ?
ભાઈઓ રે ! ૦ ૭

પોતાની કરણીએ કરીને, અવતરીને સુવો !
ભાઈઓ રે ! ૦ ૮

તેમા હરિકૃષ્ણનો શો વાક છે ? શાને એને વગોવો ?
ભાઈઓ રે ! ૦ ૯



૧૪



રાગ હીંદોળો

સ્રીઓ રે ! અવળી દ્રષ્ટિ ના કરો.
સ્રીઓ રે ! ૦

પુરુષ માત્રને પુત્ર ગણો તો, અખંડ રૂપે ઠરો.
સ્રીઓ રે ! ૦ ૧

દેહ તણો પરિત્યાગ કરીને, વિદેહ થઈને ફરો !
સ્રીઓ રે ! ૦ ૨

તો તો તું જ તે પરમાત્મા, હું પણું પરહરો.
સ્રીઓ રે ! ૦ ૩

અંડ, પિંડ, બ્રહ્માંડ વેધીને, હું-હું ને હું ઉચ્ચરો !
સ્રીઓ રે ! ૦ ૪

હું વિના બીજું કોઇ નહીં, તો તમે કોનાથી ડરો ?
સ્રીઓ રે ! ૦ ૫

તું ત્હારે રૂપે થઈ, ત્યારે અજર ઝરો !
સ્રીઓ રે ! ૦ ૬

હરિકૃષ્ણ એમ કહે કે, પૂર્ણાનંદ ત્યાં ખરો !
સ્રીઓ રે ! ૦ ૭



## ૧૯



પ્રભાત

સદ્દગુરુએ મ્હારાં અંજન આંજ્યાં, પડળ નાંખ્યાં કહાડી રે–
જ્ઞાનમાં ઉઘાડી, બાઇ! મ્હારી આંખડી રે!
સદ્દગુરુએ ૦ ૧

વસ્તુ સાથે લ્હે લાગી છે, જ્યારે જોયું જાગી રે–
સમજણ આવ્યે છૂટે સંશય ગાંઠડી રે!
સદ્દગુરુએ ૦ ૨

માયાની આંખો તે લોભે, નામ, રૂપને શોભે રે–
શુદ્ધ ને ચૈતન્ય રે ઉભા પરમાત્મા રે!
સદ્દગુરુએ ૦ ૩

આતમદર્શી અનુભવીઆ રે ચિદ્દઘનમાં વારે રે–
હસ્તામલ હુવા રે હરિ મ્હારે હીરલો રે!
સદ્દગુરુએ ૦ ૪

હસ્તામલ અમરના ભોગી! ના મળે તે રોગી રે–
એવા તે નીરલા રે કોઇક જોગિયા રે!
સદ્દગુરુએ ૦ ૫

આપોપું અવિનાશી રે! લીલા વિલાસી રે!
પાવકમાંથી જેમ થાય દીવડા રે!
સદ્દગુરુએ ૦ ૬

સાચા સદ્દગુરુએ પાર પમાડ્યાં, અંતર આડો ટાળી રે–
રમતો રામ દેખાડ્યો બ્રહ્મ પિંડમાં રે!
સદ્દગુરુએ ૦ ૭

સમરસ દુગ્ધા ખોતાં , સાવ નિરંતર જોતાં રે —
પાર્થ ને બ્રહ્મ છે પોતે કૃષ્ણજી રે !
સદ્‌ગુરુએ ૦ ૮



૧૬



ધોળ

આવો અનુભવી સંતની ટોળી રે !
પીઓ બ્રહ્મરસાયન ઘોળી રે ! આવો ૦ ૧

બ્રહ્મરસના તે વીરલા ભોગી રે !
રસ પીએ સુખડલા જોગી રે ! આવો ૦ ૨

અચવ્યો રસ જીરવ્યો નવ જાય રે !
ગુરુગમ હોયે તેણે જીરવાય રે ! આવો ૦ ૩

જીરવે તે હોય અવિનાશી રે !
વસ્તુરૂપે થયા પરકાશી રે ! આવો ૦ ૪

વસ્તુરૂપ થયા વસ્તુ જોતે રે ,
પૂર્ણાનન્દ થયા છે પોતે રે ! આવો ૦ ૫

બ્રહ્મવેત્તા ગુરુ મળ્યા જેને રે ,
ભવ પાર ઉતાર્યા તેને રે ! આવો ૦ ૬

ગુરુગમ વિના કથની જે કથે રે,
તાંદુલ છોડીને કુશકા મથે રે! આવો૦ ૭

ગુરુગમ વિના ઠાલાં એ ગોથાં રે!
ભણતાં પાર ન આવે પોથાં રે! આવો૦ ૮

ગુરુગમ વિના બાહેર બુદ્ધિ ચાલે રે!
પાસે વસ્તુ ને પરોક્ષે ઝાલે રે! આવો૦ ૯

જેણે સાચા ગુરુજીને સેવ્યા રે!
તેણે જીરવ્યા અચવ્યા રસ મેવા રે! આવો૦ ૧૦

કહે કૃષ્ણજી ગુરુગમ આવી રે!
સકળ લોકમાં વસ્તુ ફાવી રે! આવો૦ ૧૧



૧૭



હરિ ભજ રે તું પામર પ્રાણી!
માન શિખામણ મ્હારી!
ઘર ધંધાને વ્હાલે વળગ્યો!
શી ગત થાશે ત્હારી! હરિ૦ ૧

ગુરુગોવિન્દનો, રંગ ન લાગ્યો!
માયા મદમાં મોહ્યો!
ધિઃક ધિઃક, પ્રાણી! જીવતરત્હારૂં!
એળે અવસર ખોયો! હરિ૦ ૨

અમુલખ અવસર કોડી બદલે,
　　　　જાત્રા દીધો લાંઠે!
હરિહીરો ચિન્તામણિ મ્હોટો,
　　　　તાણીને બાંધ્યો ગાંઠે! હરિ૦ ૩
માનવીનો અવતાર પામી,
　　　　કહે શું સાધન કીધુ?
લખ ચોરાશી ફેરાનું દુ:ખ,
　　　　મરવા માથે લીધુ! હરિ૦ ૪
કુળ કુટુમ્બને મારગ ચાલ્યો,
　　　　લોકડીયાંની લાજે!
જોબનિયાને મટકે ચડીઓ,
　　　　વરણાગીને કાજે! હરિ૦ ૫
સંસાર સુખના સ્વારથ માંહી,
　　　　વણસાડયાં કારજ ત્હારાં!
ધુમાડાના બાચકા ભરીઆ!
　　　　ઉલેચ્યાં અંધારાં! હરિ૦ ૬
સુપના સરખાં સુખડાં માટે,
　　　　આખી ઉમ્મર ખોઇ!
દિન લાખેણો હરિ ભજવાનો,
　　　　કામ ન આવ્યું કોઇ! હરિ૦ ૭
સમજુને શિખામણ લાગે,
　　　　મૂરખને મન હાંસી!
કૃષ્ણજી કેવળ બ્રહ્મ ભજ્યા વિણ,
　　　　ન ટળે જમની ફાંસી! હરિ૦ ૮



૧૮



મનુષ્ય જનમ ઉત્તમ ખેતર પામીને, અપરાધી!
આતમ સાધન કંઈ યે ન કીધું! દેહદશા શી સાધી?
મનુષ્ય૦ ૧

પોકારે ઘડીઆળી ઘડીએ, આવરદા ઓછો થાયે;
ક્ષણભંગુર દેહકુંભ છે કાચો, ઠબકે વણસી જાયે!
મનુષ્ય૦ ૨

દસ મસવાડા મહા દુઃખ પામ્યો, માના ઉદર માંહી;
તે દહાડા તુંને કયમ વિસરીઆ? મૂરખ! ચેત્યો ન કાંઈ!
મનુષ્ય૦ ૩

જીવને જોખમ ઉપજાવીને, ભવની ઘાણીએ ઘાલ્યો!
અવર જન્મ તો કયારે પામીશ? આ તો હારી ચાલ્યો!
મનુષ્ય૦ ૪

કુટુમ્બ મળીયું આપસ્વાર્થી! કોઈ યે ન આવે સાથે!
વળગ્યાં આવે સુકૃત દુષ્કૃત, જે કીધાં હોય હાથે!
મનુષ્ય૦ ૫

જન્મ મરણનું કરવત વ્હેરે, લખ ચોરાશી સંહારે!
પાપ, પુણ્યનાં લેખાં ભરવાં, રવિસુતને દરબારે!
મનુષ્ય૦ ૬

સદ્‌ગુરુજીને ચરણે જાને, ત્રિવિધિ તાપનો દાધ્યો!
કૃષ્ણજી તે નર જુગમાં જીત્યા, જેણે ગુરુ ચરણે ચિત્ત બાંધ્યો!
મનુષ્ય૦ ૭



१९



આ અવસરે, જંજાળી જીવડા ! કહે શું સાધન કીધું ?
હરિકથા મુખ માંહી ન બોલે, રસનાએ તાળું દીધું !
આ ० १

કુળ કુટુમ્બના ધંધા માંહી, માયાએ ભુરકી નાંખ્યો !
તે દિવસે ભૂલો પડીઓ, દેખત ફૂટી આંખ્યો !
આ ० २

હટવાડાનો આંજાયો ! કાજળને ઓથે પેઠો !
સાચા વેપારનો લાભ જ હણવા, બાદલી પેઢીએ બેઠો !
આ ० ३

સદ્ગુરુ ઉપર વ્હાલપ ન થયું, વણસાડી વાતડી મૂળ !
હરિહીરો અમૂલખ હાર્યો ! પડી મુખડામાં ધૂળ !
આ ० ४

સંસારસાગર તરવાને, સદ્ગુરુને ચરણે રહીએ ;
કૃષ્ણજી જન્મ સફળ કરવાને, રસનાએ હરિ હરિ કહીએ !
આ ० ५



२०



નાહી લ્યો સદ્ગુરુદેવનદીમાં, જન્મ કૃતાર્થ જ થાયે ;
મનુષા જન્મ પદારથ હીરો, કોડી બદલે જાયે !
નાહી લ્યો ० १

દુર્લભ છે, ભાઇ! માનવીઓનો, અવતાર અવની માંહ્ય રે ;
મન, કર્મ, વચને વળગી રહીએ, ગુરુગોવિન્દની બાંહ્ય!
નાહી લ્યો ૦ ૨

પૂર્વ પુણ્ય તણે પરતાપે, અવસર પામ્યો આરો ;
સંસારરૂપી ભવસાગરમા, તરવાનો છે આરો!
નાહી લ્યો ૦ ૩

સંતસમાગમદેવનદીમાં, જે ભાવે કરી ન્હાશે,
લખ ચોરાસીનું લગડું ટળશે, જીવનું જોખમ જાશે.
નાહી લ્યો ૦ ૪

ધન્ય ઘડી, ધન્ય તે દહાડા, જે હરિભજનમા જાયે,
હરિસંકીર્ત્તન માંહી ન્હાતાં, પતિત પાવન થાયે.
નાહી લ્યો ૦ ૫

હરિ સ્મરો, ભાઇ! હરિ સ્મરોને! પોકારે વેદ, પુરાણ ;
હરિ ન ભજ્યા તે સર્વે હાર્યા, કરી આત્માની હાણ.
નાહી લ્યો ૦

આ ભવ જેણે હરિગુણ ગાયા, તે જીત્યા સંસાર ;
આપણી, કોઇના બાપની નહીં, જે મારે તેની તલવાર.
નાહી લ્યો ૦

થોડામાં ઘણું કરી કહું છું, માને કોઇ અધિકારી ;
કૃષ્ણજી જેને હરિ હોય વ્હાલા, તેને જાઉં બલિહારી!
નાહી લ્યો ૦ ૯



## ૨૧.



મ્હારા સદ્‌ગુરુએ આંન્યાં રે ઉઘાડયાં લોચનિયાં !
આ અવસર અનુભવીઆં રે, ભવદુઃખ મોચનિયાં !
મ્હારા ૦ ૧

મ્હારી આંખડી ઉલસી રે સોહંપદ સાંભળતાં,
આનન્દે રવિ ઉદિયો રે, સહજાનન્દ ધરતાં !
મ્હારા ૦ ૨

મ્હારૂં પોત પ્રકાશ્યું રે ઓળખી જાતલડી !
દિનકરને નવ હોયે રે, દિવસ ને રાતલડી !
મ્હારા ૦ ૩

મ્હારો આતમ દેવા રે સભર ભરપુર છે !
મંહી જગદાકારનો રે, અણછતો અંકુર છે !
મ્હારા ૦ ૪

એનું અખિલ ભુવનમાં રે સમરસપણું ડોલે !
એક સ્વેપદ મ્હોટું રે, ઉપનિષદ્ બોલે !
મ્હારા ૦ ૫

કહી નવ જાય ઉપમા રે અગણિત એવાની !
એનો અપાર મહિમા રે, આતમ દેવાની !
મ્હારા ૦ ૬

કોઇ કાળે નવ હોયે રે દ્વૈતપણું અદ્વૈતને ;
કરે કૃષ્ણજી પ્રણામ રે, સત–ચિત્–આનન્દને.
મ્હારા ૦ ૭



## ૨૨



મ્હોટા મહાજન સંગે રે આતમ લાભ રળીએ ;
જાય અજ્ઞાન ઊર્મિ રે ભટકણ ભવ ટળીએ.
મ્હોટા૦ ૧

તમે એળે ન ખોશો રે આતમ રોકડિયો !
બીજાં સાધન સર્વે રે અણછતાં હોકડિયો !
મ્હોટા૦ ૨

અવલોકીને જોયું રે લીલા નાશ પડે !
હવે ખાણ ઉઘાડો રે આતમ લાભ જડે !
મ્હોટા૦ ૩

પરમારથના લાભે રે જે નર લોભાયા,
તેની ભવમાં ન્હોયે રે ભોગવે તન કાયા.
મ્હોટા૦ ૪

મહા વાયક બોલે રે પરમારથ મહિમા !
તેનો પાર ન પામે રે શંકર, સુર, બ્રહ્મા.
મ્હોટા૦ ૫

આતમે ધન છે મ્હોટું રે અધિકારી ઇચ્છે ;
એવું કૃપણજીપણમાં રે પરમારથે પ્રીછે.
મ્હોટા૦ ૬



२३



શિખવું ને સુણવું રે બોલવું એ જ્ઞાને,
સાખી ચન્દ્ર જોયો રે નિગમને અનુમાને!
શિખવું ० १

પ્રભુ અનિર્વચની રે, વાણી એ વૈખરિયાં!
નિર્ગુણ અણુલિંગી રે, સીરગુણ રૂપ ધરિયાં!
શિખવું ० २

ભૂલવણીના ભૂલ્યા રે ભરપૂર નવ જુવે!
હરિથી થઇ અવળા રે વ્યાપકતા વગોવે!
શિખવું ० ३

વિશ્વાસ બંધાણો રે જીવ નિશ્ચયનો!
પરિહાર કીધો રે આતમહત્યાનો!
શિખવું ० ४

જેમ છે તેમ ભાસે રે સાચા ગુરુ મળતે;
હસ્તામલ હોયે રે હિરદે ગાંઠ ગળતે.
શિખવું ० ५

એવું કૃષ્ણજીનું બોલવું રે સમજે અનુભવીઆ;
આતમસુખ લેવા રે સ્વેપદમાં વસીઆ.
શિખવું ० ६



૨૫

ઙ

ધોળ

ધ્યેયને વિચારજે ધ્યાનમાં,
ધ્યાતા છે ધ્યેય જ સૂધો રે;
હવો રે મુમુક્ષુ તે ઉત્તમ,
મુક્તને માર્ગે વળુંધ્યો રે. ધ્યેયને ૦ ૧

કર્મની ઉપાસના અતિક્રમી,
આતમ લાભને ઇચ્છે રે;
ઉપનિષદ્‌માં અવલોકીને,
પ્રત્યક્ષ પાધરો પ્રીછે રે. ધ્યેયને ૦ ૨

શ્રવણ, મનનની ભાવના,
નિત્ય નિત્ય અભ્યાસમાં જોય રે;
દર્શન, પર્શન ભાવનાં,
મન, કર્મ, વચને હોય રે. ધ્યેયને ૦ ૩

હૃદયગ્રન્થી જાય છૂટી ને,
સિન્ધુ તે બિન્દુમાં સમાય રે;
આનન્દનો તે હોય અનુભવ!
સાક્ષાત્કાર તે થાય રે! ધ્યેયને ૦ ૪

ધ્યેયનો વિજોગ નહીં ધ્યાતાને,
જેમ હોય સોહાગો ને હેમ રે;
કૃષ્ણજી આવ્યા તે અમલમાં!
હોય હસ્તામલ રવિ એમ રે. ધ્યેયને ૦ ૫



૨૯



સહજાનન્દનો સિન્ધુ છે,
અપાર પાર ન આવે રે!
મગર, મચ્છ હોયે મરજીવા,
આત્મા અનુભવે નિર્દાવે રે! સહજાનન્દનો ૦ ૧

ચિદ્‌ઘન સાક્ષીના કિરણમાં,
આવરણ, વિક્ષેપ થઇ મળિયા રે,
તત્ત્વ ચોવીસના લોઢમાં,
જીવ-શિવ ભમરા વળિયા રે! સહજાનન્દનો ૦ ૨

પરિણામ પામીને આત્મા,
કરે છે આનન્દ ને કલેશ રે;
સમ - વિષમને આંતરે,
વર્તે છે વસ્તુની વેલ રે. સહજાનન્દનો ૦ ૩

આપાની છોળમાં ટળકતી,
ઉર્મિઓ આવે ને જાય રે!
વાણી વૈખરીના વેગમાં,
તુરંગ બુદ્‌બુદા થાય રે! સહજાનન્દનો ૦ ૪

દેવ, દૈત્ય, મુનિ, માનવી,
એ સૌ નભદરિયાની લ્હેરો રે;
અકળ કળ્યો નવ જાય કૃષ્ણજી,
આત્મા સાગર ઘેરો રે! સહજાનન્દનો ૦ ૫



૨૬



ધ્યેયને ઉભો કર્યો ધ્યાતાએ,
ધ્યાતા ને ધ્યેય જુગલ કરે મચકારે,
પ્રારબ્ધ, કર્મ ને વર્ત્તમાને, બાંધ્યા છે,
સંચિત, ક્રિયમાણ બચકા રે! ધ્યેયને ૦ ૧

અભિમાને આપાની અંધારીએ,
જીવ – શિવ બ્રહ્મના કર્યો કટકારે!
લિંગવપુ એમ લખી દાખવે,
સત્, રજ, તમના લટકા રે! ધ્યેયને ૦ ૨

પ્રમાણ, પ્રમેતિને પેગડે ભરવી છે,
સંશય – વિપરીત આંટી રે;
ધ્યાતા ને ધ્યેય વરઘોડે ચડયા,
ફરવાને સમ – વિષમની ઘાંટી રે! ધ્યેયને ૦ ૩

ભૂત, ભવિષ્યને દાખલે,
વર્ત્તમાને આપાને વગોવે રે!
આદિ, અંત, મધ્ય પામીયું,
અમાપ દીર્ઘ ને લઘુએ રે! ધ્યેયને ૦ ૪

અચરજ એહ જડ – કોહાડો,
આત્મદર્શી તે જાણે રે;
કૃષ્ણજીપણું લેઇ અનુભવે,
જગદાકારને મ્હાણે રે! ધ્યેયને ૦ ૫



## રેઉં



આત્માસાગર પ્રગટીઓ,
ભાસે નહીં ચર્મને નેણે રે;
વાચકજાળે નાંખ્યો ગુંચવી,
લોભાયા વૈખરીને વેણે રે. આત્માસાગર૦ ૧

જન્મમરણની આશંકાએ,
ઊર્મિએ નાંખ્યો છે બાંધી રે;
સાક્ષાત્કાર સૂઝે નહીં,
આવી છે આવરણની આંધી રે! આત્માસાગર૦ ૨

આપાપણું વિસરી ગયું,
આંતર્યો અહં, મમને જોડે રે;
ચાર પદારથ પામવા,
ચડીઆ છે અધ્યાસને ઘોડે રે. આત્માસાગર૦ ૩

પ્રગટ આત્મા પરહરી,
પરોક્ષ આત્માને ખોળે રે!
પાધરી વાત પ્રીછે નહીં!
નીતર્યાં પાણીને ડહોળે રે! આત્માસાગર૦ ૪

સદ્ગુરુજીની દયા વિના,
પામર સ્વયંપદને હણે રે!
વિધિ નિષેધ ના સંબંધે,
કૃષ્ણજી કૈવલ્યપણે રે! આત્માસાગર૦ ૫



## ૨૯.



જોબનસસલો જરાકૂતરે ઘેરીઓ ;
તો ય સાધન કરવા મંન તે માને મૂઢ જો :
કાળ આહેરડી પૂઠે આવે મલપતો ;
જમરા ભમરા વેરી ત્હારા પાંઢ જો !
જોબનસસલો જરાકૂતરે ઘેરીઓ ! ૧

આવી પ્હોંચ્યે અચેત લાગ્યો ચેતવા ,
દવ લાગ્યો ત્યારે કૂપ ખણવા જાય જો !
ચોર ચોરીને ધંન સરવે લઇ ગયા ;
જાગીને પછી દીપક કર્યે શું થાય જો ?
જોબનસસલો જરાકૂતરે ઘેરીઓ ! ૨

સાજે પાળ ન બાંધી પચ્છમ બુદ્ધિએ ;
અવસર ચૂકયે હાથ ઘસ્યે શું થાય જો ?
ઝાંઝવે તરસ ન છીપે ! બેઠા ઝીલવા !
ઉસનાં મોતી કામ ન આવે કાંય જો !
જોબનસસલો જરાકૂતરે ઘેરીઓ ! ૩

ત્રિવિધિ તાપે લખ ચોરાસી પર્જળ્યો !
હરિ ભજ્યા વિણુ જાય ન દારૂણુ રોગ જો !
કૃષ્ણજી કેવળ રામને ભજીએ ભાવશું ;
ફરી ન આવે મનુષ્ય દેહનો જોગ જો !
જોબનસસલો જરાકૂતરે ઘેરીઓ ! ૪



૨૯



જન્મ ધરીને વિસાર્યો જગદીશને ;
એળે ખોયો માનવનો અવતાર જો !
સગું નથી કોઇ જોને ત્હારા જીવનું ;
સ્વપ્ના સરખો જાણો આ સંસાર જો !
જન્મ ધરીને વિસાર્યો જગદીશને ! ૧

ડાહ્યો થઇને ડોલે નિર્લજ નાતમાં !
મર્મ કરીને બોલે મિથ્યા વેણ જો !
શેરડીએ મરડાતો હીંડે માનમાં ;
રોષ ભરેલાં રાતાં દીસે નેણ જો !
જન્મ ધરીને વિસાર્યો જગદીશને ! ૨

નારી આગળ એક રતિ નવ ઉપજે !
ડહાપણ મૂકી જ્યાં દોરે ત્યાં જાય જો !
નિર્લજ થઇને નાચે કુબુદ્ધિ ચિત્તમાં !
વિષય ભરેલો ગરજે ગોથાં ખાય જો !
જન્મ ધરીને વિસાર્યો જગદીશને ! ૩

અંતરમાં ઉંડી રે મ્હોટી ઇરિષા ,
સાધુ જનનો લેશ ન કીધો સંગ જો !
કહે કૃષ્ણજી જમ જોરાવર આવશે ;
ભાગી ભૂકો કરશે ત્હારૂં અંગ જો !
જન્મ ધરીને વિસાર્યો જગદીશને ! ૪



૩૦



પ્રભુને પરહરી, જે કોઇ અન્ય વાણીને ગાવે,
આંધળો વણે ને વાસે વાછડું આવે!
પ્રભુને ૦ ૧

કાળસ્વરૂપી વાછડું કહીએ, આવરદા ચાવે;
દ્હાડે દ્હાડે મત્યુ ત્હારૂં ઢુંકડું આવે.
પ્રભુને ૦ ૨

ચેવ ન્હેર્યો પણ દેશ ન આવ્યો બદનામું બેઠું!
મંજારી કહાડતાં ઘરમાં ઊંટીઊ પેઠું!
પ્રભુને ૦ ૩

આવ્યો'તો તું સાચે વદારે, થયો જૂઠા રે બોલો!
વિશ્વંભર વિસારીને ગાયો, મારૂં ને ઢોલો!
પ્રભુને ૦ ૪

* * * *

* * * *

કહે કૃષ્ણજી પોત બગાડયું, ત્યારે સૂતર ખોયું!
પ્રભુને ૦ ૭



૩૧



આચારજ સંગે રે આતમ લાભ જડે :
અધિકારી ઉત્તમ રે ગુરુજીને પાય પડે. આચારજ ૦ ૧
કરી આતુર વિનતી રે ગદ્‌ગદ્ કંઠ રૂવે ;
વૈરાગ્ય ઉર આણી રે વણસતું વિશ્વ જુવે. આચારજ ૦ ૨
તનમન સોંપી રે સહેજ સ્વભાવ ધરે ;
મહાનુભાવની સેવા રે મન, કર્મ, વચને કરે. આચારજ ૦ ૩
ગુરુપાદે વળગ્યા રે અળગા ન થાય ક્ષણુ ;
ગુરુદેવે દયા આણી રે ઓળખાવ્યું નિજપણું. આચારજ ૦ ૪
પૂરા ગુરુ પામી રે પાછલા પુણ્ય વડે ;
ગુરુગમ વિના જીવતે રે ત્રિવિધિ તાપ નડે. આચારજ ૦ ૫
ભવસાગર તરવા રે સત્સંગ કીજે સદા ;
આવ્યા કૃષ્ણજી અમલમાં રે આતમ લાભ તદા. આચારજ ૦ ૬



૩૨



સદ્‌ગુરુ મળે તો સદ્‌ગુરુ થાયે, ટળી જીવભાવના જાયે :
પારસ પરસે જ્યમ લોહને, ચેળ ભમરી થાય રે,
સદ્‌ગુરુનો રે મહિમા છે અમાપ, આત્મારામને અનુભવે.
સદ્‌ગુરુ ૦ ૧
આનન્દકારી આત્મા દીઠો, દેહીના દેવળ માંહી રે,
ચિદાભાસ ને ચિદ્‌પર એ નહીં, રમે પોતાની છાંહી રે ;
નિજરૂપે રે પોતે આપોઆપ ! આત્મારામને અનુભવે.
સદ્‌ગુરુ ૦ ૨

નિજ મૂળ વસ્તુ વિચારતાં, ગઈ અજ્ઞાન, મોહની રાત રે,
પરમાર્થી પોતે ભાસીઆ, હવે હુવો તે શુદ્ધ પ્રભાત રે;
હવે ઉદિયો રે રવિ બ્રહ્માનન્દ! આત્મારામને અનુભવે.
સદ્‌ગુરુ૦ ૩

દિસે ઇદ્રિજાળમાં અણુછતા, પ્રત્યક્ષ પુરુષ આ લોક રે,
અસંભાવના, વિપરીત ભાવના, થઈ વૃત્તિરમણ ફોક રે;
ના ભાસે રે અદ્વૈતમાં દ્વૈત! આત્મારામને અનુભવે.
સદ્‌ગુરુ૦ ૪

નિરાલંબ છે પરમાત્મા, નહીં પુરુષ, નપુંસક, નાર રે,
આનન્દ પદમાં અનુભવી, છે વૃત્તિ બ્રહ્માકાર રે;
જેમ છે તેમ છે રે જથારથ માંહી આત્મારામને અનુભવે!
સદ્‌ગુરુ૦ ૫

આવરણ નહીં આનન્દમાં, અસિ પદે નહીં વિક્ષેપ રે,
અધિષ્ઠાન દિસે દ્વૈત વિના, અજર, અમર, અલેપ રે;
કાર્ય, કારણ, રે નહીં ભાવના ત્યાં! આત્મારામને અનુભવે.
સદ્‌ગુરુ૦ ૬

વર્તમાન કાળે દેહ વર્તે, પ્રારબ્ધ કર્મને જોગ રે,
શુભ, અશુભ ફળ અસંગી ભોગવે, તે ભોગાયતનના ભોગ રે;
મરજીવા રે રમે સૂક્ષ્મ, સ્થૂલ! આત્મારામને અનુભવે.
સદ્‌ગુરુ૦ ૭

મુનિવર, માનવ, દેવ, દાનવ, બ્રહ્માનન્દ વિણ રે,
પૂરા નર છે પાર દર્શી, માર્ગ વિહંગમ, મીન રે;
અનુભવીઆ રે કૃષ્ણજી મૂળ! આત્મારામને અનુભવે.
સદ્‌ગુરુ૦ ૮



૩૨



દુર્ઘટ દુર્લભ સન્ત સમાગમ, ઇચ્છે વીરલા કોય રે,
અધિકારીનો અનુભવ કરતાં, નિજાનન્દ સુખ હોય રે;
હવે રાખો રે સદ્‌ગુરુનો સંગ, સંસાર દુઃખ વામવા.
દુર્ઘટ ૦ ૧

પરમાત્મા ગુરુ પારદર્શી, પ્રગટ પૂરણ બ્રહ્મ રે,
મહાનુભાવજીની સંગત કરતા, હોય જથારથ ત્યંમ રે;
ભાવે કરીઓ રે બ્રહ્મવિદ્યાનો સંગ, નિજાનન્દ સુખ પામવા.
દુર્ઘટ ૦ ૨

હરિહર બ્રહ્માદિકને દુર્લભ, જીવનમુકતનો સંગ રે,
સંસાર સંભવ જાય સમૂળો, આનન્દ ઉપજે અંગ રે;
સત્સંગે રે જીવ્યું સફળ થાયે, અનુભવીઆને અનુસરતા.
દુર્ઘટ ૦ ૩

હ્રદય સંશય, કર્મ ગ્રન્થી, સઘ શમાવે સન્ત રે;
અનુભવ કરે તો આપ સમોવડ, જીવનો આણે અન્ત રે;
સઘ ટળી રે દશા જીવની જાય, સંતોની સંગત કરતાં.
દુર્ઘટ ૦ ૪

અજર, અમર, અકળ, અરૂપી, જેનો કળ્યો ન જાય સ્વભાવરે,
અપરોક્ષ આત્મા અનિર્વચની, દ્દષ્ટિ તારક નાવ રે;
અણલિંગી રે વર્ત્તે છે સંસાર, પરમારથને કારણે.
દુર્ઘટ ૦ ૫

આમન્યા ઉપર અદ્વૈત અનુસર્યાં! ના રહી નિગમની આણ રે,
સ્વયમેવ વર્ત્તે એમ જાણો, તેમ નિર્લય રૂપ નિર્વાણ રે;
બલિહારી રે સન્તોનો અવતાર! ભામણાં લઈ જાઉં વારણે!
દુર્ઘટ૦ ૬

ઇતિહાસ, પુરાણ, સાધુ, સન્તો, મળી કર્યો નિરધાર રે,
સદ્‌ગુરુ સન્તની સંગત વિના, કોઈ ન પામે પાર રે;
સૌ સત્ પન્થે રે એ છે પ્રબોધ, મહા વાયકે વખાણીએ.
દુર્ઘટ૦ ૭

આત્મારામને અનુભવો, ભાઈ રે, મનસા, વાચા ને કાય રે,
નિજરૂપનો લાભ ન હોયે! અનુભવ સન્ત પસાય રે;
કૃપણજીને રે ઉપજ્યો નિજ બોધ, આત્માએ આત્મા જાણીઓ!
દુર્ઘટ૦ ૮



૩૪



તમે અમોલ રતન કહાવો રે!
જ્યાં જેવું ત્યાં તેવા થાવો! તમે૦ ૧

મન જડ સાથે તમે જડ થયા છો!
નાદે શું સમજાવો? તમે૦ ૨

નાદરહિત, અનાદિ, અગમ ગત,
તે જાણ્યે સુખ પાવો રે! તમે૦ ૩

અગમ ગતિ સૌને સમજાવો,
ગમ વિના અહીં નહીં ફાવો! તમે૦ ૪

મુજ જીવ ઉપર દયા કરીને,
    ધૂન શૂન્યમાં લાવો રે! તમે ૦ ૫
જીવ ને શિવ સમાન ગણો છો,
    તે તમે છો ખાવો! તમે ૦ ૬
વિવેક વિના જીવ કેમ સમજે?
    તે ગતિ કયમ ના સમજાવો રે? તમે ૦ ૭
રતનબાવા તમ સંગે બોલે,
    તેનો કરજો તમે સમાવો! તમે ૦ ૮
હરિકૃષ્ણ ચેતન જડ થઈ બોલે,
    પણ પૂરણ મનમાં ભાવો રે! તમે ૦ ૯



૩૫

તમે બાંધી જુવો સરવાળો રે!
    શું લેખા વની ભરો ફાળો?! તમે ૦ ૧
ક્ષરને વળગી શું રહ્યા છો? મૂળગી પૂંજી ટાળો;
જે મહેતાને અક્ષરગમ હોય, ત્યાં જઈ ભણોને સારો રે.
    તમે ૦ ૨
ઉધારે ઉધારે શું જુવો છો? જમે કરી પોતામાં નિહાળો;
બરાબર થાતાં પોતે ઉગરશો, ત્યારે ટળે જંજાળો રે!
    તમે ૦ ૩
હરિકૃષ્ણ આ સરવાળો બાંધ્યો, પૂરણ સ્વે પોતામાં ભાળ્યો;
જેમ ખરચે તેમ અખૂટ થાયે, ખૂટે નહીં કો કાળો રે!
    તમે ૦ ૪



૩૬

તમે આપે તે આપ વિચારો રે !
તમને શું કહીએ ? તમે ૦ ૧
આપ ન જાણો ને પરને વખાણો !
અજાણ્યા થઈ શું માણો રે ?! તમને ૦ ૨
પિંડ બ્રહ્માંડમાં એકલા રે રહો છો !
નાના વિધના તે વેષ ધરો છો ! તમને ૦ ૩
સાયર – લહેરી બુદ્‌બુદ થાય છે,
એમ આત્મા ને પ્રાણ લ્હેવાય છે રે ! તમને ૦ ૪
પરમહંસ હરિકૃષ્ણને કહે છે,
જે જે બોલે તે શબ્દ સહે છે ! તમને ૦ ૫

૩૭

એ તો રૈરંકારમાં રહે છે રે, કોઈ યે નવ જાણે !
કોઈ યે નવ જાણે રે, પોતાનું કરીને તાણે રે !
કોઈ યે નવ જાણે ! એ તો ૦ ૧
જે રે જાણે તે વાણીમાં આણે !
શબ્દાતીત સોહંગ માણે રે !
કોઈ યે નવ જાણે ! એ તો ૦ ૨
ક્ષર છે તે અક્ષર છે ને અક્ષર છે તે ક્ષર છે ;
એમ ૐકારે તાર આણે રે !
કોઈ યે નવ જાણે ! એ તો ૦ ૩
સાને રે રહીએ ને સમજી રે જઇયે,
હરિકૃષ્ણ મુનિ જીતાને એમ કહીએ રે !
કોઈ યે નવ જાણે ! એ તો ૦ ૪

૩૮



રાગ : — ' વારી જાઉં રે રંગ મજાણીયા '—

હાં જી રે ! હાં જી ! –
વારી જાઉં રે આતમરામને ! તું તો ખંડમાં છે અખંડ –
દધિમાં જેમ ઘૃત છે , તેમ વસી રહ્યો સર્વે પિંડ !
વારી જાઉં ૦ ૧

હાં જી રે ! હાં જી ! –
આપે જ્ઞાનની ગતિ વિના નવ જડે ! અજ્ઞાને અવળું થાય ,
તે તો ભવ માંહે ભમતો ફરે ! તેથી ખાણુ ચારે ધરાય !
વારી જાઉં ૦ ૨

હાં જી રે ! હાં જી ! –
સત્સંગત કીજીયે , તજીયે મોહ , માયા અહંકાર–
તેથી ત્રિકમ નિરખીયે તો , ઉતરે સીર કેરો ભાર !
વારી જાઉં ૦ ૩

હાં જી રે ! હાં જી ! –
નવે દ્વારને રોકીયે , સાધીયે દશા સાર –
એ રીતે આત્મા ઓળખીયે , તો ઉતરે ભવ પાર !
વારી જાઉં ૦ ૪

હાં જી રે ! હાં જી ! –
હરિકૃષ્ણ દવે છે તાહારો – તે દાસનો છે દાસ –
જેને કૃપા હોય રાજની , તોડાવે માયાના પાશ !
વારી જાઉં ૦ ૫



૩૯



અનુભવીને એટલું, આનન્દમાં રહેવું રે;
ભજવા પરિબ્રહ્મ ને બીજું કંઇ ન કહેવું રે. અનુભવીને૦ ૧

એક જ જાણી આત્મા, કોઇને દુઃખ ન દેવું રે;
સુખ દુઃખ આવે સ્હેજમાં, તે તો સહીને રહેવું રે. અનુભવીને૦ ૨

ઊર્મિ નોખીજું તીક્ષ્ણતાથી અળગું રહેવું રે;
સમદષ્ટિ–સમતાને ગ્રહી, આપું ખોવું રે. અનુભવીને૦ ૩

આદિ, મધ્ય ને અંત – એકાદ્વૈત ભાસ્યું રે!
આત્માના ઉદય થકી, અજ્ઞાન નાસ્યું રે. અનુભવીને૦ ૪

વેદ જોયા, પુરાણ જોયાં, સર્વે તપાસી રે;
રામનામથી કોઇન મ્હોટું, સંત ઉપાસી રે. અનુભવીને૦ ૫

સદ્ગુરુને સેવતાં, મ્હારૂં મનડું મોહ્યું રે!
કૃષ્ણજી કહે મહાપદમાં, એક ચિત્ત પ્રોયું રે. અનુભવીને૦ ૬





સમશ્યામાં સમજયે રે, સજની ! સુખ થાશે ;
સદ્‌ગુરુને મળતાં રે દુઃખા દૂર જાશે . સમશ્યામાં ૦ ૧

આ બીડ કાળ કરમનાં રે ખેડાવ્યાં આંતે ;
હળ જોડ્યાં હરિ હેતનાં રે સમજીને ચિત્તે . સમશ્યામાં ૦ ૨

ગુરુગમની ગુણુદાયી રે શંકલાં રૂડી રીતે ;
મંહી મેવલો ટૂટયો રે અમીરસ પ્રેમ પીતે . સમશ્યામાં ૦ ૩

મહા બી બહુનામીનું રે આવ્યું ઉગીને !
ફળ બેઠાં બહુ ભાતનાં રે પાંદડે પસરીને ! સમશ્યામાં ૦ ૪

મંહી મનનો માળો રે તનનો ટહોયો બેઠો !
ગુરુગમની ગોફણુ રે ધીરજની ધરવી . સમશ્યામાં ૦ ૫

મંહી શબ્દના ગોળા રે આવે છે ચાલ્યા :
મંહી કાળસ્વરૂપી રે કુબુદ્ધિને મારે . સમશ્યામાં ૦ ૬

એની નિશ્ચે પૂરી આવી રે પ્રેમની રંગરીતે ;
એમ કૃષ્ણુજી બોલ્યા રે, પુરવની પ્રીતે . સમશ્યામાં ૦ ૭



૪૧



આરતિ

જય જય નારાયણ ! જય જય નારાયણ !
સૂત્ર આત્મા વેદ એમ કહે છે; ભક્તિપારાયણ !
જય જય ૦ ૧

સર્વાતીત, સર્વે માંહ્ય, સર્વેના સાક્ષી !
પ્રભુ ! સર્વેના સાક્ષી !
ગુણાતીત ગોવિન્દા ! ગુણાતીત ગોવિન્દા !
ગુણના પરકાશી ! જય જય ૦ ૨

દેહાતીત છે તો ય, દેહે આવીને બોલે,
પ્રભુ ! દેહે આવીને બોલે !
ગુણનિધિ પરમેશ્વર પોતે ! ગુણનિધિ પરમેશ્વર પોતે !
નહીં કોઈ તમ તોલે ! જય જય ૦ ૩

શ્રી રામ કૃષ્ણ ગોપાળ, છો વિશ્વાધારી !
પ્રભુ ! છો વિશ્વાધારી !
કેશવ કરુણાનિધિ ! કેશવ કરુણાનિધિ !
માધવ મોરારી ! જય જય ૦ ૪

ચૈતન્યસાગર સ્વામિ-સર્વેમાં રૂહો છો :
પ્રભુ ! સર્વેમાં રૂહો છો !
ન્તર્યામી ! છો બહુનામી !
તુંહી તુંહી તુંહી કૂહો છો ! જય જય ૦ ૫

ઓહંગ સોહંગ એકમેક ! હરિકૃષ્ણ કહો છો :
પ્રભુ ! હરિકૃષ્ણ કહો છો !
નારાયણ પરમહંસ ! નારાયણ પરમહંસ !
પોતે હ્રદયામાં રહો છો ! જય જય ૦ ૬



૪૨



આરતિ

જય સદ્‌ગુરુ સ્વામી ! જય સદ્‌ગુરુ સ્વામી !
આરતિ હું ઉતારૂં , આરતિ હું ઉતારૂં –
પ્રભુ ! અન્તર્જામી ! જય સદ્‌ગુરુ સ્વામી ! ૧

આદિત્યે અવિનાશી ! પધારિયા પુરમાં !
પ્રભુ ! પધારિયા પુરમાં !
ભકતવત્સલ ભગવાન ! ભકતવત્સલ ભગવાન !
વાસિયા છે ઉરમાં ! જય સદ્‌ગુરુ સ્વામી ! ૨

સોમે સત્ય સ્વરૂપ ! સુન્દરતા શોભે !
પ્રભુ ! સુન્દરતા શોભે !
નિરખે નર ને નારી , નિરખે નર ને નારી ,
મુનિનાં મન-લોભે ! જય સદ્‌ગુરુ સ્વામી ! ૩

મંગળ મૂર્ત્તિ મહારાજ ! ત્રિગુણાતીત કહાવે :
પ્રભુ ! ત્રિગુણાતીત કહાવે !
પિંડ–બ્રહ્માંડની પારે, પિંડ–બ્રહ્માંડની પારે,
ભક્ત જનને ભાવે ! જય સદ્દગુરુ સ્વામી ! ૪

બુધ અનુપમ સાર , ગાયે વેદવાણી !
પ્રભુ ! ગાયે વેદવાણી !
ઉપનિષદનું સાર , ઉપનિષદનું સાર,
સન્ત રહ્યા જાણી ! જય સદ્દગુરુ સ્વામી ! ૫

ગુરુ પ્રગટ કરુણાગર ! બ્રહ્મવિદ્યા આપી !
પ્રભુ ! (ભક્તોને) બ્રહ્મવિદ્યા આપી !
કોટિ જન્મનાં કર્મો , કોટિ જન્મનાં કર્મો ,
તે નાંખ્યાં કાપી ! જય સદ્દગુરુ સ્વામી ! ૬

ગુરુ સદ્દગુરુ સોહી, જીવ કોઇક જાણે ,
પ્રભુ ! જીવ કોઇક જાણે !
અખંડાનન્દ અદ્વૈત , અખંડાનન્દ અદ્વૈત !
તે સુખમાં માણે ! જય સદ્દગુરુ સ્વામી ! ૭

સાને સમજે જે કોઇ, તે કૈવલ્ય પામે ,
પ્રભુ ! તે કૈવલ્ય પામે ;
કૃષ્ણજી ભજશો સોહી, કૃષ્ણજી ભજશો સોહી !
ગર્ભદુઃખ વામે ! જય સદ્દગુરુ સ્વામી ! ૮



गुरु गुरु जंपना ।

और सब सुंपना ॥

॥ गुरु गुरु० ॥

सद्‌गुरुसेवा ,

आतमलक्ष ;

अखा भगतनो एवो पक्ष .

ॐ

सद्गुरवे परमात्मने नमः

# પરમહંસ માતાજી

# રતનબાઇ

( વિ. સં. ૧૮૩૭ — અમદાવાદમાં લાખા પટેલની પોળમાં

વીસનગરા નાગરની હવેલીમાં થયાં . )



जय गुरु जय गुरु अलखनिरंजन ।
जय गुरु जय गुरु अलखनिरंजन ॥
॥ जय गुरु जय गुरु ० ॥

૧



આરતિ

જય સદ્‌ગુરુ સ્વામી ! જય સદ્‌ગુરુ સ્વામી !
આરતિ કરીએ પ્રેમાતુર સુચર્ણે શીષ નામી !
જય દેવ ! ગુરુદેવ ! જય ૦ ૧

ગુરુ ગોવિન્દ સ્વરૂપ, ઈશ્વર અન્તર્યામી !
પ્રભુ ! ઈશ્વર અન્તર્યામી !
ચરણે આવે શિષ્ય, ચરણે આવે શિષ્ય !
જાયે મોહમાયા વામી ! જય દેવ ! ૦ ૨

પરમારથને કાજ, અર્ક ઉદય જ્યમ અવની,
પ્રભુ ! અર્ક ઉદય જ્યમ અવની !
જ્ઞાન તણા દાતાર, જ્ઞાન તણા દાતાર !
ટાળી ભ્રાન્ત ભવની. જય દેવ ૦ ૩

તમ સહ નહીં કંઇ ભેદ, સ્વામી ! નિવેદન કરીએ !
સ્વામી ! નિવેદન કરીએ !
મનસા, વાચા, કાયે, મનસા, વાચા, કાયે,
ધ્યાન નિશ્ચે (તમ) ધરીએ. જય દેવ ૦ ૪

દાસ રતન પરકાશ, સ્વામી ! સત્તા તમ કેરી ;
સ્વામી ! સત્તા તમ કેરી !
પરમહંસ ગુરુદેવે, પરમહંસ ગુરુદેવે,
જોયું કૃપાદષ્ટ પ્રેરી. જય દેવ ૦ ૫



૨



પૂરા નર સોહી પ્રમાણીએ,
સહેજે વર્તે સંસારમાં.
પૂરા નર સોહી પ્રમાણીએ. ૧

પરમારથ ઉપદેશે રે બોલે,
અહર્નિશ પર ઉપકારમાં.
પૂરા નર સોહી પ્રમાણીએ. ૨

સહેજનું જ્ઞાન ને સહેજ સમાધિ;
સુરતા સમાવે બ્રહ્માકારમાં.
પૂરા નર સોહી પ્રમાણીએ. ૩

માયા, બ્રહ્મ પરખે, સત્ શબ્દ ભરખે,
પરમ અમૃત કરે આહારમાં.
પૂરા નર સોહી પ્રમાણીએ. ૪

બ્રહ્માગ્નિમાં કર્મ જ હોમે,
અમર તે ભળે અંબારમાં.
પૂરા નર સોહી પ્રમાણીએ. ૫

જ્ઞાન રતન ગુરુ હરિકૃષ્ણ મળિયા,
એક આત્મા ચીન્યો નરનારમાં.
પૂરા નર સોહી પ્રમાણીએ. ૬



૩



શૂરા નર કોણ બતાવે ?
શબ્દે લ્હડે સંસારમાં !
શૂરા નર કોણ બતાવે ? ૧

હદમાં રે હીંડે , બેહદને પેડે !
સુરતા સમાવે નિજ ધામમાં .
શૂરા નર કોણ બતાવે ? ૨

કામ , ક્રોધ તજે ને તુંહી તુંહી ભજે ,
વિશ્વાસ વાળે એક નામમાં .
શૂરા નર કોણ બતાવે ? ૩

મોહ મેવાસી વેધ્યો જ્ઞાનની ફાંસીએ ,
નિર્ભે ફરે નિરહંકારમાં .
શૂરા નર કોણ બતાવે ? ૪

જ્ઞાન રતન ગુરુ હરિકૃષ્ણ મળતાં ,
એક આત્મા ચીન્યો નરનારમાં .
શૂરા નર કોણ બતાવે ? ૫



૪



સખિ ! જોને ગિરધારી વેણુ બજાવે !
વેણુ બજાવે ને સાને સમજાવે !
મનમાં રે હાં રે મનમાં રે તાન મિલાવે !
સખિ ! જોને ગિરધારી વેણુ બજાવે ! ૧

તનમાં અબધૂત જ્ઞાન જ લાવે,
પીવે રે હાં રે પીવે રે તાકો પાવે !
સખિ ! જોને ગિરધારી વેણુ બજાવે ! ૨

પાવે કોઇ શૂરા જન, ખોજી પોતાનું તન,
શબ્દે રે હાં રે શબ્દે રે શબ્દ મિલાવે.
સખિ ! જોને ગિરધારી વેણુ બજાવે ! ૩

પ્રેમસખી દાસ રતન જ સંગે,
રંગમાં રે હાં રે રંગમાં રે રંગ મિલાવે.
સખિ જોને ગિરધારી વેણુ બજાવે ! ૪



૯

૭

સખિ ! જોને ગિરધારી શીર પર ગાજે !
ગાજે તે નિરંતર વાજે ! –
મંન રે હાં રે મંન રે પવન ઘેર રાજે !
સખિ ! જોને ગિરધારી શીર પર ગાજે ! ૧

મન , પવનનો તોલ જ લહીએ ;
સુરત રે હાં રે સુરત રે સોહાગણ સંગ જઈએ .
સખિ ! જોને ગિરધારી શીર પર ગાજે ! ૨

સુરત નૂરનની કુંજમાં જાનાં ,
ત્યાંહાં રે હા રે ત્યાંહા રે અનભે દાન પાતાં !
સખિ ! જોને ગિરધારી શીર પર ગાજે ! ૩

અનભે અનભેનું રૂપ જ જડશે ,
ત્યારે રે હાં રે ત્યારે રે કારજ જડશે .
સખિ ! જોને ગિરધારી શીર પર ગાજે ! ૪

કારણ , નિવારણ એ કર્ત્તા જાણે ,
દાસ રે હાં રે દાસ રે રતન મન આણે .
સખિ ! જોને ગિરધારી શીર પર ગાજે ! ૫



### ૬

સખિ ! જેને અટપટો ખ્યાલ છે એવો !
મ્હને સૌ કહે છે જે એને રે વરો !
એને રે હાં રે એને રે –
કહીએ કોના જેવો ?
સખિ ! જેને અટપટો ખ્યાલ છે એવો ! સખિ ! ૦ ૧

જેવો કહીએ તો તેવો ને તેવો !
મન, શબ્દે રે હાં રે મન, શબ્દે રે –
એ તો લેવો. સખિ ! ૦ ૨

શબ્દે શબ્દનો તોલ જ કરવો,
હું – તું રે હાં રે હું – તું રે –
હું તું મૂકી દેવો. સખિ ! ૦ ૩

જ્ઞાન રતન એ જ્ઞાન કહેવો !
સોહં રે હાં રે સોહં રે !
સોહંસોહ પર રહેવો. સખિ ! ૦ ૪



૭

સંતો ભાઇ ! ચુપ રહે તે ખરૂં. સંતો ! ૦
ગુરુજીએ ર રુગમ જ આપી,
હવે રે હાં રે હવે રે –
હવે કોનાથી ડરૂં ? સંતો ! ૦ ૧

ચુપે રે હાલું ને ચુપે રે ચાલું:
ચુપે રે હાં રે ચુપે રે –
ચુપે ચુપ હું ઠરૂં ! સંતો ! ૦ ૨

ચુપ મ્હારે મા ને ચુપ મ્હારે બાપ !
ચુપે રે હાં રે ચુપે રે –
ચુપે ચુપ હું વરૂં ! સંતો ! ૦ ૩

અબોલને સહુ ચુપ કહે રે,
ચુપે રે હાં રે ચુપે રે –
ચુપ બોલે હું તરૂં ! સંતો ! ૦ ૪

જ્ઞાન રતન હરિકૃષ્ણની સંગે,
ચુપે રે હાં રે ચુપે રે –
ચુપે ચુપ હું ફરૂં. સંતો ! ૦ ૫



૮

સંતો ભાઇ ! ચુપ રહે તે ખોટું !

ગુરુજીએ ગુરુગમ જ આપી,
બોલે રે હાં રે બોલે રે –
માંહે બોલે તે મ્હોટું !
સંતો ભાઇ ! ચુપ રહે તે ખોટું ! સંતો ભાઇ ! ૦ ૧

અખંડ બોલે ચુપે ચુપ છે,
ચુપે રે હાં રે ચુપે રે –
ચુપે બોલે જેમ સોટું ! સંતો ભાઇ ! ૦ ૨

આદિ, અનાદિ અખંડ બોલે;
ચુપે રે હાં રે ચુપે રે –
ચુપે થાય છોટું ! સંતો ભાઇ ! ૦ ૩

જ્ઞાન રતન હરિકૃષ્ણની સંગે,
ચુપે રે હાં રે ચુપે રે –
ચુપ બોલનું એ જોટું ! સંતો ભાઇ ! ૦ ૪





સંતો ભાઇ ! ચુપ બોલથી ગતિ ન્યારી !
ગુરુજીએ ગુરુગમ જ આપી,
બ્રહ્મે રે હાં રે બ્રહ્મે રે –
બ્રહ્મે બ્રહ્મ ધારી ! સંતો ! ૦ ૧

દ્વૈતથી અળગો અદ્વૈત કહીએ,
અદ્વૈતે રે હાં રે અદ્વૈતે રે –
અદ્વૈતે અદ્વૈત હારી . સંતો ! ૦ ૨

ક્ષર, અક્ષર પર અક્ષરાતીત રે !
અતીત રે હાં રે અતીત રે –
અતીતાતીત અતિ ભારી ! સંતો ! ૦ ૩

જડ, ચેતન પર, પરા પાર રે !
પાર રે હાં રે પાર રે –
પાસે 'અપરંપાર અમારી ! સંતો ! ૦ ૪

જ્ઞાન રતન હરિકૃષ્ણની સંગે,
હદથી રે હાં રે હદથી રે –
હદ અનહદથી અળગી વિચારી ! સંતો ! ૦ ૫



૧૦

૭

ત્હારી વાતોમાં મન મ્હારૂં મોહ્યું રે !
નાગર નન્દલાલા !

કામ ન સૂઝે ને કાજ ન સૂઝે !
બુદ્ધિએ નિશ્ચે જોયુ રે ! નાગર નન્દલાલા !
ત્હારી વાતોમાં ૦ ૧

અરૂપે રૂહો છો ને સ્વરૂપે કહો છો ;
રોમે તે રોમે રમો છો રે નાગર નન્દલાલા !
ત્હારી વાતોમાં ૦ ૨

પ્રણવમાં પોતે ! ૐકારમાં જ્યોતે !
સોહંગ શબ્દમાં પ્હોંચ્યે રે નાગર નન્દલાલા !
ત્હારી વાતોમાં ૦ ૩

પરમહંસની રીતે ને શબ્દાતીતે,
જીત અજીતની પ્રીતે રે નાગર નન્દલાલા !
ત્હારી વાતોમાં ૦ ૪

બ્રહ્માસ્મિ ને સર્વે તે બ્રહ્મ !
તેનાં તે સર્વે ન્હાસે કર્મ રે નાગર નન્દલાલા !
ત્હારી વાતોમાં ૦ ૫

જ્ઞાન રતન હરિકૃષ્ણની સંગે,
આનન્દ વાધ્યો છે અંગોઅંગે રે નાગર નન્દલાલા !
ત્હારી વાતોમાં ૦ ૬



## ૧૧



માડી ! મ્હેં તો જાગીને જોયું રે !
ભવદુઃખ ખોયું રે ! માડી ! ૦ ૧

સહજે વરતું હરિને !
મન નિવૃત્તિએ પરોયું રે ! માડી ! ૦ ૨

બાહ્ય, કૂડ દુઃખધોખા મટિયા,
આનન્દ પદ ગ્રહ્યું રે ! માડી ! ૦ ૩

ન્હાની થઇ રહી હું ! ત્યારે સુખ થયું રે,
હાં રે સુખે હરિગુણ ગાઉં રે ! માડી ! ૦ ૪

મહા જાળ છોડી, ગુરુજીએ તેડી રે !
પુરુષોત્તમ ભજતાં મન પ્રસન્ન થયું રે ! માડી ! ૦ ૫

મૃગતૃષ્ણા, કુડું કર્મ ખોયું રે !
કુડાં કર્મ પરહર્યે પરમેશ્વર રાચે રે !
હાં રે મારૂં અવતરણ ખોયું રે ! માડી ! ૦ ૬

ખોટું મન ખોયું, નિર્વાણ જોયું ;
જ્ઞાનનું બાણ વાગ્યું રે ! માડી ! ૦ ૭

ભવની ભ્રાન્ત ભાગી ગઇ રે !
ભવભ્રાન્ત ભાગે, સન્મુખ સેવા જાગે,
હાં રે જાગે હરિ પિયુ રે ! માડી ! ૦ ૮

અખંડ વરિયા રે,
ગ્નાન રતન ગુરુ હરિકૃષ્ણ સંગે,
હાં રે મ્હારૂં મન મોહ્યું રે! માડી। ૦ ૯

### સાખી

હું મ્હારૂં આપ જોતાં, જોયું મૂળ વતન;
સ્વામી! તમારી કૃપા ન હોયે, તો હું ચોની રતન! ૧

હું મ્હારૂં આપ જોયું, જોયું મૂળ વતન,
સ્વામી! તમારી કૃપા હોયે, ત્યારે હું જ રતન.



ॐ रांम गुरु राम।
अलख निरंजन रांम रांम ॥
॥ ॐ रांम गुरु ० ॥

॥ ॐ लागी लगन मेरी रामसें ।

दोरी लग रही रे ॥

॥ ॐ लागी लगन ० ॥

ॐ

॥ सद्गुरवे परमात्मने नमः ॥

પરમહંસ માતાજી

# ગૌરીબાઇ

॥ ॐ अनामी नाम ।

निरंजन गुरु निर्वाणी ॥

निरंजन गुरु निर्वाणी ०

॥ निरंजन ० ।

૧

ૐ

જેને રામ રટણ લ્હે લાગી રે!
મુનિ જીતા ત્યાગી!
જેને રામ રટણ લ્હે લાગી રે! મુનિ જીતા૦ ૧

નિરભિમાની ને નિસ્પૃહી રહેવું,
તુંહી તુંહી એક કહેવું રે!
જેને રામ રટણ લ્હે લાગી રે! મુનિ જીતા૦ ૨

ધ્યાન ધરે જોગ જુગતે રે જાણી,
હરિ વિણુ ઔર ન બોલે વાણી રે!
જેને રામ રટણ લ્હે લાગી રે! મુનિ જીતા૦ ૩

મોહ, માયા, મમતા સહુ ભાગી,
સહેજે સમાધિ તો લાગી રે!
જેને રામ રટણ લ્હે લાગી રે! મુનિ જીતા૦ ૪

ત્રિગુણ જીત્યા ને અમીરસ પીતા,
ચોથે પદ કીયા મીતા રે!
જેને રામ રટણ લ્હે લાગી રે! મુનિ જીતા૦ ૫

સમદષ્ટિ ને શિતલતા આઈ,
ગુણ ગાયે તે ગૌરીબાઈ રે!
જેને રામ રટણ લ્હે લાગી રે! મુનિ જીતા૦ ૬



૨



નાગરવાડામાં સાધુ રૂહે છે રે,
સર્વે જન જાણે!
નાગરવાડામાં સાધુ રૂહે છે રે
સર્વે જન જાણે! નાગરવાડામાં ૦ ૧

જાતે છે બ્રાહ્મણ ને નાતે છે નાગર,
વસ્તુનો ભર્યો તનસાગર રે!
સર્વે જન જાણે! નાગરવાડામાં ૦ ૨

ઓહંગે રૂહે છે ને સોહંગે ઠરે છે,
તન મન રહિત વાત કરે છે રે
સર્વે જન જાણે! નાગરવાડામાં ૦ ૩

આત્મા રે જાણી, નિરન્તર પ્રમાણી,
એકાકી ભજને સુરતા આણી રે
સર્વે જન જાણે! નાગરવાડામાં ૦ ૪

ધ્યાન ધરે છે ને જ્ઞાન કરે છે,
ગૌરી, મુનિ જીતા એમ લહે છે રે!
સર્વે જન જાણે! નાગરવાડામાં ૦ ૫

૩



હરિ નામ બિના રે ઔર બોલના ક્યા ?
હરિકથા બિના ઔર સુનના ક્યા ?
હરિનામ બિના ૦ ૧

સુખસાગર શામળિયો ત્યાગી,
કૂપ ડાબમેં ડોલના ક્યા ?
હરિનામ બિના ૦ ૨

ઘટગિરિધર ગિરિધારી પાયા !
બાહિર દગ અબ ખોલના ક્યા ?
હરિનામ બિના ૦ ૩

આત્મા અખંડ આવે ન જાવે !
જનમ નહીં તો ફિર મરના ક્યા ?
હરિનામ બિના ૦ ૪

ગૌરી બ્રહ્મ સકલમેં જાન્યા !
જાન્યા તો પીછે બોલના ક્યા ?
હરિનામ બિના ૦ ૫



૪



ન્યારો રહેજે જન !
જૂઠા જૂઠા જગમાં મત પડ ફંદા !
બાવા ! ન્યારો રહેજે ૦ ૧

ઇન્દ્રિ લડાવતાં તો આત્મા ખોવાયે ;
મણિધર નાગ જેમ મણિ ભુલી જાયે !
બાવા ! ન્યારો રહેજે ૦ ૨

આ સંસાર તું તો સ્વપ્નું જાણ ;
બાજીગરની બાજી જેવો ખેલ નિર્વાણ !
બાવા ! ન્યારો રહેજે ૦ ૩

જેમનું તેમ છે, તું જાગી જોને, મન !
વિવેકે વિચાર કરી શોધી લે આ તન !
બાવા ! ન્યારો રહેજે ૦ ૪

કહે ગૌરી પ્રપંચને ટાળ ;
પચ્ચીસમાને શુધ લઈ છવ્વિસમાને નિહાળ !
બાવા ! ન્યારો રહેજે ૦ ૫



हो जा फकीर ! प्यारे ! हो जा फकीर !
प्यारे ! हो जा ०॥

छड दे दुनियावाली चाल !
जूठी दुनियावाली चाल !
कूडी दुनियावाली चाल ! – छड दे ०

तूं तो हो जा फकीर !
प्यारे ! हो जा ०॥

अपना नाम गुरु मुज दिया तब न रहे हम दोन।
नग सीख व्यापक गुरु अखा! तो माला जपे सो कौन?॥
॥ गुरु गुरु० ॥



गुरु मेरा सभरा भर्या सब नामे दे बोल।
सब नैनुं देखे, अखा! है ये किमत अमोल॥
॥ गुरु गुरु ० ॥

ॐ

सद्गुरवे परमात्मने नमः

# પરમહંસ
# જીતા મુનિ નારાયણ

( સમાધિ સુરત પાસે ઉત્તરાણમાં અશ્વિનીકુમારને સામે આરે. )



ॐ धून लागी।

सोऽहं धून लागी ॥

॥ ॐ धून ० ॥

१



સો કરીએ, સો કરીએ, સુમરણ સો કરીએ, સો કરીએ –
એક હું–તુંને પરહરીએ, સુમરણ સો કરીએ, સો કરીએ.
સો કરીએ ૦ ૧

હરિનામ હિરદે ધરીએ,
આઠે પ્હોરે ભજન કરીએ,
તો ભવસાગર ઉતરીએ. –
સુમરણ સો કરીએ, સો કરીએ. સો કરીએ ૦ ૨

હાં રે, ભાઈ! માયાથી તો ડરીએ,
પરભુને વહાલા કરીએ,
એક રામ રામ ઓચરીએ –
સુમરણ સો કરીએ, સો કરીએ. સો કરીએ ૦ ૩

શ્વાસોશ્વાસે સુમરણ કરીએ,
એવો ભાવ જ નિશ્ચે ધરીએ,
તો નારાયણને વરીએ –
સુમરણ સો કરીએ, સો કરીએ. સો કરીએ ૦ ૪

મન, પવનને એક જ કરીએ,
ત્યારે પોતે પોતામાં ભળીએ,
મુનિ જીતા એથી તરીએ –
સુમરણ સો કરીએ, સો કરીએ. સો કરીએ ૦ ૫



૨



લગ રહીએ, લગ રહીએ, હરિશું લગ રહીએ, લગ રહીએ;
સદ્‌ગુરુને શરણે જઈયે, હરિશું લગ રહીએ, લગ રહીએ.
લગ રહીએ ૦ ૧

સદ્‌ગુરુની કિરપા થાશે,
ત્યારે આતમરામ ચિન્હાશે,
ત્યારે જનમ મરણ બે જાશે –
હરિશું લગ રહીએ, લગ રહીએ. લગ ૦ ૨

જે પ્રેમે હરિગુણ ગાશે,
તે માયાથી અળગો થાશે,
તે જન હરિપદ પાશે –
હરિશું લગ રહીએ, લગ રહીએ. લગ ૦ ૩

આ અવસર ઉત્તમ જાણી,
તમે પ્રીત કરો રે પ્રાણી,
મુખે બોલો અમૃત વાણી –
હરિશું લગ રહીએ, લગ રહીએ. લગ ૦ ૪

મુનિ જીતા કહે તમે માનો,
સદ્‌ગુરુનું વચન પ્રમાણો,
જૂઠી મમતા શાને તાણો ? ! –
હરિશું લગ રહીએ, લગ રહીએ. લગ ૦ ૫





૭

સ્થિર રહીએ, સ્થિર રહીએં, શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ;
જીવ્હાએ કંઇ નવ કહીએ, શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ.
શબ્દે સ્થિર રહીએ, સ્થિર ૦ ૧

ઓહંગ સોહંગ આત્મા જાણો,
તે ઉપર સુરતા આણો,
તો પરમાત્મા સંગ માણો –
શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ. સ્થિર ૦ ૨

જ્યારે સહજ સમાધિ નરખે,
તેને સરવે રૂપ છે સરખે,
તે પોતે પોતાને નરખે –
શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ. સ્થિર ૦ ૩

જે અજંપા ગતિ જાણે,
તે પવંનમાં મન આણે,
એક રૈરંકાર પ્રમાણે –
શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ. સ્થિર ૦ ૪

મુનિ જીતા બોલે વાણી,
તે સદ્‌ગુરૂ સંગ પ્રમાણી,
પ્રભુ! ત્હેં ત્હારી ગત જાણી! –
શબ્દે સ્થિર રહીએ, સ્થિર રહીએ. સ્થિર ૦ ૫



૪



સ્થિર રાખો, સ્થિર રાખો, તનમન સ્થિર રાખો, સ્થિર રાખો;
માયા ને મમતા નાંખો, તનમન સ્થિર રાખો, સ્થિર રાખો.
સ્થિર રાખો ૦ ૧

ઊઠે શબ્દ તણો વિચાર,
તે ત્રિગુણનો વિસ્તાર;
એક 'ઓહં' 'સોહં' નિરધાર –
તનમન સ્થિર રાખો, સ્થિર રાખો. સ્થિર ૦ ૨

જો શબ્દે સુરતા લય થાયે,
ત્યારે ત્રિવિધિ તાપ જાયે,
ત્યારે કર્મે કર્મ ધોવાયે –
તનમન સ્થિર રાખો, સ્થિર રાખો. સ્થિર ૦ ૩

જો તમે આતમદર્શી જાણો,
બ્રહ્મવિચારે બુદ્ધિ આણો,
હરિકૃષ્ણ ત્રકષિ સંગ માણો –
તનમન સ્થિર રાખો, સ્થિર રાખો. સ્થિર ૦ ૪

મુનિ જીતા બોલે સાચું,
હરિભજન વિના આ કાચું,
પ્રભુ! દીનબન્ધુ! શું જાચું? –
તનમન સ્થિર રાખો, સ્થિર રાખો. સ્થિર ૦ ૫



૯

તે કહીએ, તે કહીએ, સાધુ તે કહીએ, તે કહીએ –;
જે માન ગુમાન ન લહીએ, સાધુ તે કહીએ, તે કહીએ –
તે કહીએ ૦ ૧

જેને રોમ રોમ રંગ લાગ્યો,
તેના દલનો ધાંખો ભાગ્યો,
મન, વાણીથી રૂહે આઘો – સાધુ ૦
તે કહીએ ૦ ૨

જે આઠે પ્હોર ઉદાસી,
સાધુ ઉનમુનિના વાસી,
તેને શું કરશે ચોરાસી ? ! સાધુ ૦
તે કહીએ ૦ ૩

જે મન ધ્યાન સુન્તમે ધાયે,
સોહંગ શબ્દે સમાયે,
એક રામ રામ ગુણ ગાયે – સાધુ ૦
તે કહીએ ૦ ૪

જે સુરત નૂરતને જાણે,
તે ધૂન ગન્યમાં આણે,
પછી જોગમાયા પરમાણે – સાધુ ૦
તે કહીએ ૦ ૫

મુનિ જીતા તે શું જાણે ?
ગુરુ હરિકૃષ્ણથી એ માણે,
જે ભાવ ભક્તિ પરમાણે – સાધુ ૦
તે કહીએ ૦ ૬



૬



તે કહીએ, તે કહીએ, સાધન તે કહીએ, તે કહીએ;—
એક રટણા હરિની હૈયે, સાધન તે કહીએ, તે કહીએ.
તે કહીએ૦ ૧

જો મૂળે પાર પાવે,
તો ડાળે ફળ આવે,
વિચાર કરી ઘેર લાવે.—
સાધન તે કહીએ, તે કહીએ. તે કહીએ૦ ૨

એક ઓહંકાર રૂપી ઝાડ,
તેને ત્રિગુણ રૂપી ડાળ;
ત્યાં વાણી ફૂલ રસાળ!—
સાધન તે કહીએ, તે કહીએ. તે કહીએ૦ ૩

એવી દ્વૈત દશાને ટાળે,
અદ્વૈત નિરંતર ન્યાળે,
એક પૂરણ બ્રહ્મને ભાળે.—
સાધન તે કહીએ, તે કહીએ. તે કહીએ૦ ૪

મુનિ જીતા કહે મન મારો,
તમે આપે આપે વિચારો,
એક સકળ નિરંતર ધારો.—
સાધન તે કહીએ, તે કહીએ. તે કહીએ૦ ૫



૭



જે કહીએ, જે કહીએ, સાધન જે કહીએ, જે કહીએ –
એક ગુરુવિશ્વાસે રહીએ, સાધન જે કહીએ, જે કહીએ.
જે કહીએ ૦ ૧

જે ઓહંગ સોહંગને જાણો,
તે પવનમાં મન આણો,.
પછી જેમતું તેમ પરમાણો. –
સાધન જે કહીએ, જે કહીએ. જે કહીએ ૦ ૨

જે સુરત નૂરતમાં લાવે,
તે આતમદર્શી કહાવે,
તેને સઘળે એકતા આવે. –
સાધન જે કહીએ, જે કહીએ. જે કહીએ ૦ ૩

એક જ આત્મા અવિનાશ,
તેનો ઘટ ઘટમાં છે વાસ,
એક જ સદગુરુની આશ. –
સાધન જે કહીએ, જે કહીએ. જે કહીએ ૦ ૪

દાસ આધાર કે વસ્તુ જાણો, (?)
સદ્ગુરુ વચન પરમાણ્યો,
મુનિ જીતા સંગે માણો. –
સાધન જે કહીએ, જે કહીએ. જે કહીએ ૦ ૫



૮



તે કહીએ, તે કહીએ, હરિજન તે કહીએ, તે કહીએ –
જે જ્ઞાન ધ્યાનમાં લઇએ, હરિજન તે કહીએ, તે કહીએ.
હરિજન તે કહીએ, તે કહીએ. તે કહીએ ૦ ૧

જેનું માયાથી મન ભાગે,
તેને આદિ, અન્ત લહે લાગે,
તે મન, વાણીથી જાગે. –
હરિજન તે કહીએ, તે કહીએ. તે કહીએ ૦ ૨

જે અંગ ઇન્દ્રિ વશ કરી રાખે,
તે પ્રેમપિયાલા ચાખે,
તે ભાવભજન ઘણું દાખે. –
હરિજન તે કહીએ, તે કહીએ તે કહીએ ૦ ૩

જે સચરાચર હરિ જાણે,
તે આત્મા સંગે માણે,
પછી જેમનું તેમ પરમાણે. –
હરિજન તે કહીએ, તે કહીએ. તે કહીએ ૦ ૪

મુનિ જીતા રતનને કહે છે,
એ તો 'શબ્દે કરીને લહે છે,
તે રેરંકારમાં રહે છે. –
હરિજન તે કહીએ, તે કહીએ. તે કહીએ ૦ ૫



૯

૭

જન આત્મારામ ! સોહંગ રૂપે કાયાનગરમાં રૂહો છો ;
છએં એકવીસ હઝાર , ઓહંગ સોહંગ સરવે કૂહો છો .
જન આત્મારામ ૦ ૧

ત્યાં કથા ને કીર્ત્તન થાયે છે ,
ત્યાં ગોવિંદના ગુણ ગાયે છે ,
તે સુરતે કરી સંભળાયે છે . – જન ૦ ૨

આ મિથ્યા ' હું ' કૂહેવાયે છે ,
ત્યારે જનમમરણ કોને થાયે છે ?
જેમ આવે છે તેમ જાયે છે . – જન ૦ ૩

એ નિરંતર આપે રૂહે છે ,
આ કૂહેવરાવ્યું સરવે કૂહે છે ,
જેમ આવે છે તેમ લે છે . – જન ૦ ૪

આ ઓહંકાર તો બીજ છે ,
આ દેહ સર્વે અનિત છે,
આ એવી જગતની રીત છે . – જન ૦ ૫

આ તનમન જેમ છે તેમ જાણો ,
તમે રેરંકારમાં પરમાણો ,
મુનિ જીતા કહે શબ્દે માણો . – જન ૦ ૬



૧૦



ઓ આતમરામ ! તમે પરમાતમથી છો તે તો મ્હેં જાણ્યા;
સદ્‌ગુરુસંગ થકી , વ્યાપક છો સરવેમા તે પરમાણ્યા .
ઓ આતમરામ ! ૦ ૧

હવે શબ્દ તણી સીડીએ ચડીએ ,
ત્યારે મુગ્ત ચેલાને જઇ મળીએ ,
ત્યારે ભાવ ભક્તિ એકઠા ભળીએ .
ઓ આતમરામ ! ૦ ૨

હવે સ્થૂલ , સૂક્ષ્મ , કારણ ખોયું ,
એ તો મંછા રૂપ થયું મ્હોટું ,
માટે ચિત્ત ચૈતનમા જઇ ચોટ્યું –
ઓ આતમરામ ! ૦ ૩

હવે સાધુશબ્દ જેને જડશે ,
તેને પાપ પુણ્યનો ભે ટળશે ,
તેને અવિનાશી અંગમા મળશે .
ઓ આતમરામ ૦ ૪

આ અંતરમા તમે એક માનો ,
આ શબ્દ બોલ્યે પરમાણો ,
મુનિ ઇતા ઘટ ઘટમા જાણો .
ઓ આતમરામ ! ૦ ૫



૬૧



ઓ પરમાતમરામ! તમથી છે સૌ, પણ અમથી તો કો નહીં;
પાંચ પચીસ મળી, સૂતર આતમા વેદ કહે સહી.
ઓ પરમાતમરામ! ૦ ૧

જ્યારે ઇચ્છા ઉઠે છે ત્હારી,
ત્યારે પ્રકૃતિ ચાલે મ્હારી,
ત્યારે પાંચ મળીને થઇ એક નારી. ઓ ૦ ૨

અરૂપે માંહી આવો છો,
સ્વરૂપે ખેલ ખેલાવો છો,
આ નામ, રૂપ કરી જાઓ છો! ઓ ૦ ૩

જ્યારે નામ, રૂપનો નાશ થશે,
ત્યારે અવિનાશી આપે રહેશે,
પછી જનમ મરણ કોને ક્હેશે? ઓ ૦ ૪

પંચ ભૂતનું આ તન કહીએ,
છઠ્ઠું તે માંહે મન લઇએ,
સાતમો પરમાત્મા સમજી રહીએ. ઓ ૦ ૫

તમે અંતરમાં છાના રહો છો,
આ શબ્દ કરી સૌને ક્હો છો,
મુનિ જીતા ઘટ ઘટ બોલો છો. ઓ ૦ ૬



૧૨



પરિબ્રહ્મશું તાળી લાગી !
બીજાનું શું કામ ? પરિબ્રહ્મશું ૦ ૧

રાત દિવસ સો સુમરણ કરીએ ,
ધરીએ હરિનું ધ્યાન . પરિબ્રહ્મશું ૦ ૨

સદ્ગુરુ સ્વામી, અંતરજામી ,
બહુનામીનું નામ . પરિબ્રહ્મશું ૦ ૩

સુરત સમાવી , લગન લગાવી,
શાન્તિ લક્ષ્ય વિશ્રામ . પરિબ્રહ્મશું ૦ ૪

ચેતન જાણી , ઉરમાં આણી ,
પરમહંસ તે પરમાણ . પરિબ્રહ્મશું ૦ ૫

સમજુરામ ! સમજમા રહેજો ,
હરિકૃષ્ણ પૂરણ ધામ . પરિબ્રહ્મશું ૦ ૬



## ૧૩



જુવો, આત્મતત્ત્વ વિચાર કરો,
તો સહેજે આવે પાર. જુવો૦

પાંચ તત્વને ત્રિગુણ જાણો,
મૃગજળ તે સંસાર. જુવો૦ ૨

પૃથ્વી એકને ભાંડાં અનેક,
ચક્ર ફેરાવે કુંભાર! જુવો૦ ૩

જળ એક ને લ્હેરી અનેક,
સાક્ષી તે નિરધાર! જુવો૦ ૪

જુવો, સૂર્ય એકને અનેક કિરણ,
અગ્નિ દીપક પ્રકાશ! જુવો૦ ૫

જુવો, પવન એક ને પિંડ અનેક,
ઘટ ઘટ બોલણહાર! જુવો૦ ૬

જુવો, આકાશ એક ને રૂપ અનેક,
ચૈતન જાણો સાર. જુવો૦ ૭

પરમહંસ હરિકૃષ્ણ પોતે,
બ્રહ્મ બ્રહ્માંડ એક તાર. જુવો૦ ૮

———

૧૪

ઘર સમસ્યા સદ્દગુરુની પાસે;
આદિ, અંતે, મધ્યમાં છે, ત્યાંનો ત્યાં વાસે –
ઘર સમસ્યા સદ્દગુરુની પાસે ૦ ૧

ઘરમાંના ઘરમાં ભૂલ્યા પડ્યા !
જાણ થયું છે અળગું !
ે, મનને પાછું વાળજો,
ભ્રમણામાં વળગ્યું ! ઘર સમસ્યા ૦ ૨

ન્યમાં સવળા થઈ,
સ્વેપદને ઝાલો ;
ંજ ધામને ઓળખો,
અવળા ક્યાં ચાલો ?! ઘર સમસ્યા ૦ ૩

પદની ત્હારે ચાહના,
તે પદ માંહ્ય રમો છો ;
મજ વિના સુખ નહીં પડે,
ભૂલા ક્યાં રે ભમો છો ?! ઘર સમસ્યા ૦ ૪

વણ જાવણુ કંઇ યે છે નહીં,
સમજીને ચાલો ;
પરમહંસ-ભૂલ ભાગીને,
ઘર માંહે મ્હાલો. ઘર સમસ્યા ૦ ૫



૩૯

સોહં શૂન્ય થઇ ઉપજ્યો,
	શૂન્ય માંહે સમાયો;
સાયર લ્હેરી અતિ ઘણી,
	પાછો માંહે સમાયો! સોહં શૂન્ય૦ ૧

મીન રમે જેમ જળ મહીં,
	શ્વાસોશ્વ સ ભરાઇ,
નેત્ર ખોલી ખોલી ગતિ કરે,
	જળમા ન રહે રૂંધાઇ! સોહં શૂન્ય ૦ ૨

ઘાટ ભાગ્યે સુવરણ થાયે;
	લોઢું ન થાયે લેશ;
જેમ સિન્ધુમાં સરિતા ભળી,
	એમ મળી છે દેહ. સોહં શૂન્ય ૦ ૩

અનલ વછુંધ્યું આકાશે,
	એવી અનલની રીત;
કહે પરમહંસ બ્રહ્મ ભાળ્યો,
	તે આ દેહ રહિત. સોહં શૂન્ય ૦ ૪

૧૬



શોધી લેજો રે તમે સંત સુંજાણ!
શૂન્યમાં આંબો મ્હોરીઓ!

મૂળ ચક્રથી મૂળ નાંખ્યું, આંબો હવો પ્રકાશ રે;
પાંખડે પાંખડે પરખા કીધી ને વૃક્ષ થયું આડ રે! –
પાંદલડાં રે પાંદલડાં રે ઉઘડીઆં ચાર! –
શૂન્યમાં આંબો મ્હોરીઓ! શોધી ० ૧

સોહં શબ્દ રૂપી સોટો ચાલ્યો ને ગુરુ મ્હોટા દયાળ રે;
આંબો ઘેર ગંભીર પરવર્યો, કોઈ વીરલા પામે વાર રે! –
જઈ ચડીઓ રે જઈ ચડીઓ રે કોઇ શૂન્ય આકાશ! –
શૂન્યમાં આંબો મ્હોરીઓ! શોધી ०૨

શૂન્ય મંડળ સોહામણું! ત્યાં આંબો હુવો પ્રકાશ રે,
ત્યાં અમૃતફળ નવાં નીપજે, પંખીને પ્હોંચે આશ રે; –
પડતાં ઝીલે રે પડતાં ઝીલે રે હરિના દાસ.
શૂન્યમાં આંબો મ્હોરીઓ! શોધી ० ૩

સુન્દર આંબો નિરખતાં, પ્હોંચી તે મનની આશ રે,
સાચા ગુરુ કેરા શબ્દને, તું વેડી રાખને પાસ રે; –
પરમહંસ રે પરમહંસ રે પ્રતાપપ્રકાશ.
શૂન્યમાં આંબો મ્હોરીઓ શોધી ० ૪



૧૭



સંતો ભાઇ ! વાણીએ વાહ્યા રે,
તેણે હરિ હાથ ન આવ્યા રે ! સંતો ભાઇ ! ૦ ૧

એક વાહ્યા, બે વાહ્યા, ત્રણ વાહ્યા ને ચાર !
પાંચ વાહ્યા, છ વાહ્યા, સાત વાહ્યા, એ આઠેનો વિચાર !
સંતો ભાઇ ! વાણીએ વાહ્યા રે, તેણે ૦ ૧

જોગી વાહ્યા, જતિ વાહ્યા, તપસી ને સંન્યાસી !
સેવડા વાહ્યા, વરતિયા વાહ્યા, જ્ઞાની, ધ્યાની ! મ્હોટી એ ફાંસી !
સંતો ભાઇ ! વાણીએ વાહ્યા રે, તેણે ૦ ૩

જાણી જોઇને જોવા ધાયા, કહ્યે સુણ્યે ન આવ્યો પાર;
હું ને મ્હારૂં માની લેઈ, ચિત્તમાં આવ્યો અહંકાર !
સંતો ભાઇ ! વાણીએ વાહ્યા રે તેણે ૦ ૪

શબ્દે ઠરીઆ તે જ તરીઆ, ગઈ વાયક જાળ,
મુનિ જીતા વાણી બોલે, તે નિરંતર એક તાર.
સંતો ભાઇ ! વાણીએ વાહ્યા રે, તેણે ૦ ૫



૧૮

૭

મન રે મ્હારે વ્હાલે વશ કર્યું,
સહુ જોવાને આવે!
અંતરજામી આતમા, તે તો સર્વેને ભાવે.
મન રે મારે વ્હાલે વશ કર્યું, સહુ૦ ૧

હાં રે જ્ઞાન કરે ને હરિ ભજે,
બીજું કાંઇ ન ચાહે;
આશાના બાંધ્યા આતમા,
ફેરી ફરીને આવે!
મન રે મ્હારે૦ ૨

કહીએ તે માને નહીં,
જે આળપપાળ લાવે!
મન રે સુખી પ્રાણીઓ,
તેનું કૈં નવ ચાલે!
મન રે મ્હારે૦ ૩

હાં રે ગુરુમુખી વીરલા,
તેને શોધીને લાવે;
પરમહંસ મુનિ પરમાતમા,
મુનિ નારાયણ ગાવે.
મન રે મ્હારે૦ ૪



## ૧૯



રાગ : — મંગળ

હરિવરને જાણીએ ! નવ કીજીયે તાણાતાણુ ! –
હરિવરને જાણીએ ! નવ૦ ૧

સૌ તપ તીરથ લય થાય છે રે, સદ્‌ગુરુસંગ એક તાર ;
પૂરવની પરનાળિકા શોધીએ રે, ત્યારે આવે ભવનો પાર. –
હરિવરને જાણીએ ! નવ૦ ૨

સંજોગ થકી એ થાય છે રે, વિજોગે વળી જાય ;
એવું સાધન સાધીએ રે, તો જનમ મરણુ નવ થાય. –
હરિવરને જાણીએ ! નવ૦ ૩

દેહાતીત દેહમાં રહીને, કરતા હતા એક વાત ;
સહેજે સહેજે શમી ગયા રે, એમ થઇ ચાલ્યા તે દીનાનાથ ! –
હરિવરને જાણીએ ! નવ૦ ૪

'મ્હારૂં, ત્હારૂં' કરતાં રહ્યો રે, પોતે આપો આપ ;
રામ કહો, ભાઇ ! રામ કહો રે, એમ જપે સરવે જાપ !
હરિવરને જાણીએ ! નવ૦ ૫

સગું સહોદર આવીયું રે, પૂછે તે સરવે વાત ;
'હમણાં હતા તે કયાં ગયા રે ?' એ તો ચાલ્યા તે બ્હારે વાટ !
હરિવરને જાણીએ ! નવ૦ ૬

ઘરમાંથી બારણે કહાડીઆ રે, જોવા મળ્યા સૌ લોક !
ઉપર, પાડી પીટણી રે, પછી તાણીને મૂકી પોક !
હરિવરને જાણીએ ! નવ૦ ૭

૧૮

ૐ

મન રે મ્હારે વ્હાલે વશ કર્યું,
સહુ જોવાને આવે!
અંતરજામી આતમા, તે તો સર્વેને ભાવે.
મન રે મારે વ્હાલે વશ કર્યું, સહુ૦ ૧

હાં રે જ્ઞાન કરે ને હરિ ભજે,
બીજું કાંઇ ન ચાહે;
આશાના બાંધ્યા આતમા,
ફરી ફરીને આવે!
મન રે મ્હારે૦ ૨

કહીએ તે માને નહીં,
જે આળપપાળ લાવે!
મન રે મુખી પ્રાણીઓ,
તેનું કૈં નવ ચાલે!
મન રે મ્હારે૦ ૩

હાં રે ગુરુમુખી વીરલા,
તેને શોધીને લાવે;
પરમહંસ મુનિ પરમાતમા,
મુનિ નારાયણ ગાવે.
મન રે મ્હારે૦ ૪



૧૯



રાગ — મંગળ

હરિવરને જાણીએ ! નવ કીજીયે તાણાતાણુ ! —
હરિવરને જાણીએ ! નવ ૦ ૧

સૌ તપ તીરથ લય થાય છે રે, સદ્‌ગુરુસંગ એક તાર ;
પૂરવની પરનાળિકા શોધીએ રે, ત્યારે આવે ભવનો પાર . —
હરિવરને જાણીએ ! નવ ૦ ૨

સંજોગ થકી એ થાય છે રે, વિજોગે વળી જાય ;
એવું સાધન સાધીએ રે, તો જનમ મરણ નવ થાય . —
હરિવરને જાણીએ ! નવ ૦ ૩

દેહાતીત દેહમાં રહીને, કરતા હતા એક વાત ;
સહેજે સહેજે શમી ગયા રે, એમ થઇચાલ્યા તે દીનોનાથ ! —'
હરિવરને જાણીએ ! નવ ૦ ૪

'મ્હારૂં', ત્હારૂં' કરતાં રહ્યો રે, પોતે આપો આપ ;
રામ કહો, ભાઇ ! રામ કહો રે, એમ જપે સરવે જાપ !
હરિવરને જાણીએ ! નવ ૦ ૫

સગું સહોદર આવીયું રે, પૂછે તે સરવે વાત ;
'હમણાં હતા તે કયાં ગયા રે ?' એ તો ચાલ્યા તે મ્હારે વાટ !
હરિવરને જાણીએ ! નવ ૦ ૬

ઘરમાંથી બારણે કહાડીઆ રે, જોવા મળ્યા સૌ લોક !
ઉપર પાડી પીટણી રે, પછી તાણીને મૂકી પોક !
હરિવરને જાણીએ ! નવ ૦ ૭

ત્રણ વાંસ મંગાવીઆ રે, બેની બાંધી ઠાઠડી (રે)!
એકનાં કહાડયાં ખાંપીઆં રે, જુવોને એમના ઠાઠ!
હરિવરને જાણીએ! નવ ૦ ૮

કોરાં પાત્ર મંગાવીઆં ને શ્રીફળ બાધ્યાં સાથ;
હલાં! હલાં! કરીને કહાડીઆ રે! એમાં કોઇ ના આવ્યું સંગાથ!
હરિવરને જાણીએ! નવ ૦ ૯

આત્મા તે નિસરી ગયો ને પડી રહી તે ખાખ!
આગળ કહાડી તોલડી રે બાળીને કીધી રાખ!
હરિવરને જાણીએ! નવ ૦ ૧૦

સખીઓ સૌ ટોળે મળી, વાંસે વળાવા જાય!
લાંબા તાણી ઘુંઘટા રે મ્હોડાં ઢાંકીને મંગળ ગાય!
હરિવરને જાણીએ! નવ ૦ ૧૧

નગરમાં થઇને નિસર્યા રે અને ચાલ્યાં વન મોઝાર!
પૂર્વે હતા તેવા થયા રે એમ કહે છે તે નર ને નાર!
હરિવરને જાણીએ! નવ ૦ ૧૨

સરવે જન ત્યાં જઇ રહ્યા રે કર્યો અગ્નિ સંસ્કાર;
ભસ્મીભૂત પોતે થઇ રહ્યા રે! એનાં કર્મ તણો નહીં પાર!
હરિવરને જાણીએ! નવ ૦ ૧૩

કોરો ઘડો ને કોરૂં કોડીઉં રે, માંહી સવાયો રોક!
ઉપર મેલી લાડવો રે પછી તાણીને મેલી પોક!
હરિવરને જાણીએ! નવ ૦ ૧૪

આશ નિરાશ સહુ થયાં રે, પ્રાણી માત્ર સહુ લોક!
પરમહંસ મુનિ બોલીઆ રે એનાં કર્ત્તવ્ય સઘળાં ફોક! -
હરિવરને જાણીએ! નવ ૦ ૧૫

૨૦



પરમહંસ મુનિ પરમાત્મા !
જેનો પાર ન આવે,
આકાશ રૂપી સદા રહે,
બ્રહ્મવૃત્તિ લાવે.
પરમહંસ ૦ ૧

અનન્ત રૂપ એહને છે રે,
શબ્દ રૂપ જ લાવે;
કંઇ જનને ઉદ્ધારીઆ !
પતિત પાવન થાવે !
પરમહંસ ૦ ૨

પરા પાર પોતે રહે,
સહુને ખેલ ખેલાવે !
અંતરજામી આતમા,
નહીં આવે નહીં જાવે !
પરમહંસ ૦ ૩

દીનોનાથ જાણે નહીં !
ગુરુગમ બતાવે;
અવિનાશીને ઓળખી,
જેમનું તેમ ગાવે.
પરમહંસ ૦ ૪



૩૨



પ્રભુશું લાગી લગન ! બુધ પરણી !
આજનો સફળ દિવસ થયો જી !
પ્રભુશું લાગી લગન ! .... ૧

દ્વાદશ મહાવાક્ય વિચાર કરીને,
ફરે જંગલમાં જેમ હરણી !
પ્રભુશું લાગી લગન ! બુધ પરણી !
આજનો સફળ દિવસ થયો જી ! .... ૨

બાવન ઉપનિષદ એક કરી કહે છે,
વેદ વદે છે જે વરણી !
પ્રભુશું લાગી લગન ! બુધ પરણી !
આજનો સફળ દિવસ થયો જી ! .... ૩

ખટ ઊર્મિ શ્વાસા રહિત રહે પદ !
ત્હારે મુનિ જીતા શેની કરણી !
પ્રભુશું લાગી લગન ! બુધ પરણી !
આજનો સફળ દિવસ થયો જી ! .... ૪



૨૨



સર્વાતીત તે ન્યારો રૂહે છે:
ન્યારો ન્યારો સર્વે કહે છે!
અભય નિર્ભય તે પરમાત્મા રે!
સર્વાતીત ૦ ૧

પંચાયણ ધૂપ થયો, દીપમાં મળી ને રહ્યો,
અખંડ જ્યોતે પ્રગટયા પરમાત્મા રે!
સર્વાતીત ૦ ૨

બ્રહ્માકાર વૃત્તિ થઈ, વિષયાકાર મટી ગઈ,
સાકાર ભળ્યો નિરાકારમાં રે!
સર્વાતીત ૦ ૩

શાસ્ત્રને દૃષ્ટાન્તે જોતાં, ગુરુજીના વાયકે લહેતાં,
આત્માનો નિશ્ચે અનુભવ થયો રે!
સર્વાતીત ૦ ૪

ગુણગ્રાહી તે પુરુષ હોય, કૃતઘ્ની તે તો નાહોય;
આતમરામ તેને કહીએ રે!
સર્વાતીત ૦ ૫

અરૂપે તે આપે પોતે, સ્વરૂપની માંહે જોતે,
અરૂપ સ્વરૂપ ચૈતન સત્તા થકી રે!
સર્વાતીત ૦ ૬

બ્રહ્મઋષિ હરિકૃષ્ણજી જાણો, પરમહંસ મુનિ સંગે માણો;
જ્ઞાન ને વિજ્ઞાન જે તે થકી રે!
સર્વાતીત ૦ ૭

૨૧



સાખીઓ.

બની તહાં તો બે નહીં, શાસ્ત્ર, પુરાણે એક;
સોઙં શબ્દમાં આતમા, સત્સંગતથી દેખ. ૧



આપે આપ જ ઓળખી, શબ્દે શબ્દ વિચાર;
રૂપ અરૂપી આતમા, તે મુનિ જીતા સાર. ૨



નામ, રૂપ રહિત છે આત્મા, ગુણદોષ રહિત છે ઠામ;
મુનિ જીતા જોઇ રહ્યા, તે અખંડ પુરુષનું ધામ. ૩



અખંડ અખંડ સૌ કો કહે, ખંડ કહે નહીં કોય;
ખંડ, અખંડ બે એક છે, તે મુનિ જીતા જોય. ૪



શબ્દાતીત, સર્વાન્તર રહે, શબ્દ રહે એક ઠામ;
આ પંચ મહાભૂતનાં પૂતળાં! તેનાં સર્વે નામ! ૫



પંચ ભૂત, ત્રિગુણ તણો, આ સર્વે સંસાર!
અક્ષરાતીત નિશ્ચય કરો, (તો) સહેજે આવે પાર. ૬



અક્ષરાતીત ક્ષરમાં રહે, અક્ષર, ક્ષર છે એક;
ઉત્તમ, મધ્યમ જાણવું, (એ) શબ્દ તણો વિવેક. ૭



હી, વાદી કૈં મળે, અનાદિ મળે ન કોય;
શિક્ષણ અનાદિ મળ્યા, (તો) આવાગમન ન હોય. ૮



વસ્તુ નિશ્ચમાં એક છે, ગુરુ, શિષ્ય અનેક;
પરમહંસ હરિકૃષ્ણ મળ્યા, કરવો એહ વિવેક. ૯



મુનિ જીતાને હરિકૃષ્ણ મળ્યા, સંશય ગયો તુરત;
જાણવું હોય તે જાણજો, શબ્દમાં રહી સૂરત. ૧૦



શબ્દાતીત સમુદ્રવત્! (તે) શબ્દે રહ્યો સમાય;
મુનિ જીતા તે જાણીઓ, સદ્‌ગુરુએ દિયો બતાય. ૧૧



મુનિ જીતા જુગ જીત્યા, અવિગત આતમરામ;
પુરાણીના પ્રતાપથી, સીધ્યાં સઘળાં કામ. ૧૨



નાદનો તો આતમા, (ને) બુંદનો તો દેહ;
નાદ, બુંદ રહિત સમજીઆ, પરમહંસ કહીએ તેહ. ૧૩



સર્વમાં સાક્ષી આતમા, પંચ ભૂતનો દેહ;
પરમહંસ મુનિ પરમાતમા, જ્યાં જોઇએ તે તેહ. ૧૪



આપે આપ જ આતમા, તે સરવેમાં રહે;
પરમહંસ મુનિ પરમાતમા, જે આવડે તે કહે. ૧૫



ફકીરી કરવી સહેલ છે, જો આત્માને જાણે;
પરમહંસ મુનિ પરમાત્મા, તે સરવેમાં માણે. ૧૬



મુનિ જીતા ! બ્રહ્મ જાણ્યા વિના , પ્રાણી માત્ર વ્હેવાય ;
સાચા સદ્‌ગુરુ જો મળે , (તો) જીવદશાથી જાય . ૧૭



ત્રિગુણાતિત , ત્રિલોકપાવન , (તેના) સંતજન ગુણ ગાય ;
મુનિ જીતા પરમહંસ તે , હંસમાં હંસ સમાય . ૧૮



તાળી લાગી શબ્દકી , ફૂટ ગયા બ્રહ્માંડ !
સાહેબ નિરાળા દેખીઆ , સાત દ્વીપ , નવખંડ . ૧૯



દ્વૈત બતાવે વિત્તકો , જો ધન દાટયા હોય ;
શબ્દ બતાવે બ્રહ્મકો , (તે) ચીન્હે વીરલા કોય . ૨૦



સચરાચર હરિ વસ્તુ રહ્યા , (ને) જે બોલે તે સાચું ;
અહકું ઓછું જાણવું , તે આપણી મોરતું કાચું . ૨૧



આશા કિનકી નવ કરે , શબ્દે રહેવે સ્થિર ;
મુનિ જીતા તબ જાણીએ , સાચા સોહી ફકીર . ૨૨



આવતાને આવ ના કહીએ , (ને) જતાને ન કહીએ જા ;
મુનિ જીતા એમ કહે કે થનાર હો તે થા . ૨૩



જેના હૃદેમાં રામ રામ , (ને) મુખે રામ રામની વાત ,
જે દેખે તે રામ રામ , મુનિ જીતા તે કહીએ સાક્ષાત . ૨૪



મુનિ જીતા ! ગુરુ દયાળ છે, અન્ન, વસ્ત્ર જોઈતાં આપે ;
દેહસ્વભાવને દૂર કરીને, સોહંગ સરખો સ્થાપે. ૨૫



જૈસા માંહે જીવ હે, ઐસા આવે બાસ !
મુખે બોલે તબ જાણીએ, ( ઐના ) અંતરકા પરકાસ ! ૨૬



અજંપા દોરી લગ રહી, તૂટે નહીં એક તાર ;
મુનિ જીતા એ પારા, ( જે ) ગયા શબ્દની પાર. ૨૭



આત્મા ત્યાં તો મન નહીં, ઓહંકારે છે વાસ ;
આ હરિકૃષ્ણ ત્યહાં જુવો, તે જ્ઞાને મુનિ જીતા દાસ. ૨૮



આત્મા ત્યાં તો મન સહી, ઓહંકારે છે વાસ ;
આ હરિકૃષ્ણ ત્યહાં જુવો, તે જ્ઞાને મુનિ જીતા દાસ. ૨૯



વસ્તુ વિચારે આત્મા, ને ઋષિ તે સાધુ જાણ ;
ઘટ ઘટમાં વ્યાપી રહ્યો, તેને તું પરમાણ. ૩૦



હાલતાં, ચાલતાં સ્થિર રહે, ( ને ) ઊંઘ માંહ્યથી જાગે ;
અવસ્થા ત્રણનો સાક્ષી, તેને પાપ, પુણ્ય નહીં લાગે. ૩૧



હાલતાં, ચાલતાં સ્થિરતા રહે, વળી ઊંઘે ને જાગે ;
મુનિનારાયણ એમ કહે, એને પાપ, પુણ્ય કેમ નહીં લાગે ? ૩૨



અવસ્થાથી અળગો રહે, (ને) સુખદુઃખથી આગે;
મુનિ છોતા સત્ય કહે, તેને પાપ, પુણ્ય નહીં લાગે. ૩૩



ઓહંગ સોહંગ આત્મા, પ્રત્યક્ષ કહીએ દેવ!
મુનિ છોતા કહે સમજી, કરો સન્તની સેવ. ૩૪



ઓહંગ સોહંગ આત્મા, તે પર સુરતા આણ,
મુનિ છોતા! પરમાત્મા ઓળખ્યે, નહીં વૃદ્ધિ, નહીં હાણ. ૩૫



ઓહંગ સોહંગ વૈરાગ્ય છે, શુદ્ધ જ્ઞાનનું મૂળ;
મુનિ છોતા ચેતન બ્રહ્મ, તે સરવેનું મૂળ. ૩૬



જીવને તો વશ કરો, બોલ્યાનું શું કામ?
મુનિ નારાયણ એમ કહે, હાથમાં આવ્યા રામ. ૩૭



વાતોમાં તો વહી જાઈશે, થોડું બોલ્યામાં સાર;
એકાન્તે બેસી ભજન કરીએ, તો સહેજે ઉતરીયે પાર. ૩૮



બાવા બેઠા સમાધિમાં, ભજનમાં કહાડે દન!
મોટું સાધન તે કહીએ, જે હાથમાં રાખે મન. ૩૯



જન ઉપજ્યા બ્રહ્મસે, દાના, બોલ્યા બ્રહ્મ;
આપે આપકો દેત હૈ, તો કિસકો લાગે કર્મ! ૪૦



ઇચ્છા ઊઠી જો શમે, તો આત્મા નથી અળગો;
પૂરણ બ્રહ્મ પરમાત્મા, (એ) કોને નથી વળગ્યો? ૪૧



ચક્રાતીત ચિદાનન્દજી, તુર્યાથી આઘા કહે છે;
શબ્દ વિચાર્યે શબ્દની પાસે, હૃદયાકાશે રૂહે છે. ૪૨



સન્ત સદા પરમારથી, પરઉપકારી કાય;
તન, મન, ધન અર્પણ કર્યે, બુદ્ધિ જથારથ થાય. ૪૩



તન લગા, મન લગા, લગા સોહંગ તાર;
ઐસે સદ્‌ગુરુ સાચે મીલે (જનાર) જન કો ઉતારે પાર. ૪૪



મન શોધન ને મન વિચારે, દ્વાદશ સાખ કીજે;
જીતા મુનિ એમ કહે, જેમ ઊલટા પવન પીજે. ૪૫



મન શોધન ને મન વિચારે, આગળ એવો આદે;
મુનિ જીતા એમ કહે, જેમ મરઘાં મોહ્યાં છે નાદે. ૪૬



મન શોધન ને મન વિચારે, મનને તે શું આલે?
જીતા મુનિ એમ કહે, જે મન હાલણલકડી ઝાલે. ૪૭



મન શોધન ને મન વિચારે, મનને શાણે પ્રોય?
જીતા મુનિ એમ કહે, કે મન ચકોર ચન્દ્રે જોય. ૪૮

❦

મન શોધન ને મન વિચારે, મન કેમ આવિ ઘેરે?
જીતાં મુનિ એમ કહે, જેમ પતંગ દીપક પેર. ૪૯

❦

પ્રગટ પ્રભુકો પેખીએ, અંધેકે મન દૂર।
સાચા સદ્ગુરુ જો મળે, (તો) દેખે આપ હજુર. ૫૦

❦

શિખી સુણી સહુ કહે, (કે) દીવે દીવા હોય;
પણ અગ્નિ ચકમક ઝરે, અજબ તમાશા હોય। ૫૧

❦

ભમર, બોર્નીંગ ને સત્પુરુષ, ડસી ડસી દૂર થાય,
મગર, મંકોડો ને વિષયી નર, પચી પચી મર જાય! ૫૨

❦

ગજા, વેશ્યા, બ્રાહ્મણ, ને ચોથા હેમતસ્કરા;
એત્તેકો ભક્તિ આવે નહીં, (ને) આવે તો પારંગતા. ૫૩

❦

બોલે તે બીજો નહીં, આ 'હું હું' કહે તે હરિ;
સ્મૃતિએ કરી સમજાવું, શ્રુતિની સાખે ભરી. ૫૪

❦

હંસા વસે શરીરમાં, અન્તર્ગત અધ્યાન;
જ્યહાં જોગી લીન થયા, તે ભાસે બ્રહ્મજ્ઞાન. ૫૫

❦

'ભીતરજ્યા ગે સદ્ગુરુ લાગે! બ્હાર' કહું તો જૂઠા!
ગુરુ પ્રતાપે સકલ નિરંતર, સત સ્વરૂપે દીઠા. ૫૬

સાધુ જનકો પરખીએ, રહે ઉનમુનિ ઘેર;
નહીં કીસીસેં દોસ્તી ! નહીં કીસીસેં વેર ! ૫૭

સાખી સાખી સૌ કહે, (પણ) સાખીનો ન જાણે મર્મ;
મુનિ જીતા સાક્ષી રહિત, સાખી કહે તે તો પૂરણબ્રહ્મ. ૫૮

આ જે છે તે તમારૂં, (ને) અમારૂં ના હોય;
અમે થયા તમારા, તો તમે બેઠા ક્હાંય. ૫૯

મૈં તો તુમારા દાસ હું, ભાવ કરો કે રીસ;
જબ લગ ઘટમેં પ્રાણ હૈ, તબ લગ ચરણે સીસ. ૬૦

મેરે શીર પર તુમ ધણી, મૈં કીસીકો કહું ?
મ્હારે તમારો આશરો, જેમ રાખો તેમ રહું. ૬૧

તુમ તારક પ્રભુ મૈં નાવ હું, સુકાન તુમારે હાથ;
જયાં ફિરાવો ત્યાં ફિરૂં, લખ બાતનકી બાત. ૬૨

મૈં આધીન પરવશ પડયા, કાયા તુમારે હાથ;
અપના જાનકે રાખીએ, લખ બાતનકી બાત. ૬૩

લખવું હતું તે લખ્યું, લખનારો છે અલેખ;
મુનિ જીતા એમ બોલિયા, પૂરણ પદમાં દેખ. ૬૪

हीन्दू ध्यावे देहेरा ।
मुसलमान ध्यावे मस्जिद ॥
सच्चा फकीर वहां ध्यावे ।
जहां दोनोकी परतीत ॥ ६५ ॥
॥ गुरु गुरु० ॥

गुरु दंत्त फिरत वन वनमें ।
उंन्मत्त रहत निंर्गुनमें ॥
॥ गुरु दंत्त ० ॥

अलख निरंजन ।
तूं हि भवभंजन ॥
॥ अलख निरंजन ० ॥

ૐ

सद्गुरवे परमात्मने नमः

# પરમહંસ કલ્યાણદાસજી

સમાધિ લીધી : વિ સં ૧૮૭૬, આશ્વિન કૃષ્ણપક્ષ દ્વિતીયા
ઇ સ.૧૮૨૦

સમાધિસ્થાન કહાનવા બંગલો એ નામથી પ્રસિદ્ધ છે.

---

जय गुरु जय गुरु दत्त दिगंबर ।

त्रिगुणातीत स्वयं परमेश्वर ॥

॥ जय गुरु जय गुरु ० ॥

## ૧

### સાખીઓ

લાલ ગુરુ પરમાત્મા, ત્રિગુણાત્માના ટક;
હરિકૃષ્ણ, જીવણ, નારાયણમાં, બોલણહારો એક.

નારાયણે નવરો કર્યો, કામ, ક્રોધ ટાળીને;
કલ્યાણદાસનું કુળ તર્યું, તે ભૂધરને ભાળીને.

સદ્‌ગુરુ તો સાચા મળ્યા, ઊઠ ગયા સૌ ફંદા;
કહે કલ્યાણ, સૂધા અર્થ બતાવીઆ, તે વશ કર્યો છે જન્દા.

કલ્યાણદાસનું કલ્યાણ થયું, તે સંત તણો પરતાપ;
અન્તર્જામી આતમા, તે સર્વેમાં રહે વ્યાપ.

સુખસાગર સંત પધાર્યો છે, તે દાસ કલ્યાણને ફાવ્યા છે;
તે જીતા મુનિને લાવ્યા છે, તે પરમ પદને પામ્યા છે.

રજ, વીરજનું પૂતળું, રહે કીધું, કિરતાર!
ઓથે રહીને ઉચ્ચરે, એ નારાયણ નિરધાર.

પરમાનન્દ પાણી ભરે, બ્રહ્માનન્દ ભૂલીને;
કલ્યાણ કહે કોઈ નવ જાણે, કવતા મૂવા ફૂલીને! ૮

કલ્યાણદાસને કિરપા કરી, સ્વે દર્શન દીધું હરિ;
આ ચેતન રહ્યું સભરાભરી, ત્યારે જનમ મરણ કયું આવે ફરી? ૮

સહેજે આવે, સહેજે જાવે, સહેજે સુમરણ થાવે;
કહે કલ્યાણદાસ, બ્રહ્મ શૂન્યમાં જઈને, અનહદના ગુણ ગાવે. ૯



કહેણીવાળા રે ! રહેણી વિના રદ મળશો ;
રહેણી વિના તમે રદ મળીને, અવળે મારગ ચડશો . ક૦ ! ૧
અતીત થઈને ભગવાં પહેરી, ભભૂત ગોળા ધરશો,
જંતર મંતર મ્હોટા થઈને, દ્રવ્ય પરાયો હરશો ! ક૦ ! ૨
મ્હાનાં બંધી છાપા તિલક, વાદ ઘણેરા કરશો !
પરને શિખામણ દઈને, (તમે) પેટ તમારૂં ભરશો ! ક૦ ! ૩
આતમ તત્ત્વ એક ન ચિન્યો, ફોગટ ફેરા ફરશો !
કહે કલ્યાણ અમીરસ ઢોળીને, (તમે) કિયે ઠેકાણે ઠરશો ? ક૦ ! ૪



૩



રાગ . — ગુર્જરી

શું જાણે ભક્તિ વનચર વગડાનાં રે વાસી ? !
પાસે જઈને પ્રમોદીએ તો નિશ્ચે જાયે ન્હાસી રે !
શું જાણે ભક્તિ ૦ ૧
સાધુ પુરુષનો સંગ ન કીધો ! આપોઆપ ઉદાસી !
રઘવાયાં શાં વનમાં ભમતાં ! ભૂંડી વાનો ભાસી રે !
શું જાણે ભક્તિ ૦ ૨
કયાથી આવ્યાં ? કયાં જાવું છે ? જોયું નાહીં તપાસી !
આત્મદૃષ્ટિનો મર્મ ન જાણ્યો ! હરિ વિના થઇ હાંસી રે !
શું જાણે ભક્તિ ૦ ૩
કહે કલ્યાણ રઘુનાથ ભજનમેં, ઘટમાં ગંગા કાશી રે !
શું જાણે ભક્તિ વનચર વગડાનાં રે વાસી ? !
શું જાણે ભક્તિ ૦ ૪



૪



બત્રીસીનો મર્મ જે જાણે,
એ પિંડની બિચમાં માણે! બત્રીસીનો ૦ ૧
બાવન બ્હાર દિસે છે રે સ્વામી!
ખટપદમાં રહ્યા અંતરજામી! બત્રીસીનો ૦ ૨
ઘટ રૂપ માંહ્ય રહે છે રે પોતે,
તે તો અખંડસ્વરૂપની જ્યોતે! બત્રીસીનો ૦ ૩
નાલંચીનો નાવ દેખાડયો (?)
સદ્‌ગુરુએ સમશ્યામાં બતાવ્યો! બત્રીસીનો ૦ ૪
ઈંગલા, પિંગલા ને સુષુમ્ણા નારી,
રત્નજડીત્ર ઝરૂખા ને બ્હારી! બત્રીસીનો ૦ ૫
મુસ્તાક થઇ છે પ્રકૃતિ અમારી!
* * * બત્રીસીનો ૦ ૬
સ્વામી! દો દશ મન મ્હારૂં ડોલે,
કયમ કરી રાખું ઠેકાણે? બત્રીસીનો ૦ ૭
સદ્‌ગુરુનું સુમરણ છે સાચું!
સદ્‌ગુરુ વિણ સર્વે છે કાચું! બત્રીસીનો ૦ ૮
સદ્‌ગુરુ વિણ સર્વે છે ભામા,
સદ્‌ગુરુ દિસે છે ઘટમાં રે સામા! બત્રીસીનો ૦ ૯
દાસ કલ્યાણ કહે છે સ્વરૂપે,
મુનિ નારાયણ રહે છે અરૂપે! બત્રીસીનો ૦ ૧૦
બત્રીસીનો મર્મ રે જોજો!
સદ્‌ગુરુને ચરણે રે રહેજો! બત્રીસીનો ૦ ૧૧

૫.

ॐ.

રામ પિયારો !.. કૃષ્ણ હમારા !
તું હિ તું હિ પ્રભુ ! તું હિ તું હિ હે ! રામ પિયારા ! ૦ ૧
તું હિ તું હિ રામા ! તું હિ તું હિ હે !
તું હિ તું હિ પ્રભુ ! તું હિ તું હિ હે ! રામ પિયારા ! ૦ ૨
બલિહાર જાવાં ! કુરબાન જાવાં ! સદકે મેં જાવાં !
હરિ ! તું હિ તું હિ હે ! રામ પિયારા ! ૦ ૩
કય દર જાવાં ? જાય સુનાવાં ? બાદર નાહીં !–
એક તું હિ ! તું હિ હે ! રામ પિયારા ! ૦ ૪
કલ્યાણ હાર પડ્યો શરણ તુમ્હારે !
રાખો હે લાજ ! હરિ ! તું હિ તુ હિ હે ! રામ પિયારા ! ૦ ૫

૬

ॐ

કવિત

કોઉ જોગી જંગમસુ ભસમ ચડાયે અંગ,
માયા કે લિયે રંગ !–ભટકત ભમત હૈ !
દિગંબર મુનિ જોય. સાધુ સંત બહુ સોય,
તામેં બચ્યો નાહીં કોય મોહનીસ્વરૂપ હૈ !
ત્યાગી સબ માયાકો, લાગી લેહ રામનામ,
ભ્રમના જગત ભાગી ! કલ્યાણકી કહત હૈ !
ધૂતારી માયાને સબ જગ ધૂત લિયો !
ધૂને બિન રહ્યો એક એસો–અબધૂત હૈ.



જોગી બડો હૈ બડી બિધ જાકી, સો ત્યાગી દઇ મમતા, તૃષ્ણાતે,
ધ્યાન અખંડ ધરે રબકો, જબ સાંસ ઉસાંસ બહે સરસેતે,
ગમ અગમ નિગમકી જાનત, દાસ કલ્યાણ, જાકો પરસેતે—
વૃદ્ધિ અનેક! અનેક બિઘન! સો રોગ છત્તીસ મિટે દરસેતે.



૭



ગુરુ રે કર્યા પણ ગરજ નહીં, ગરજ વિના જ્ઞાન ન આવે રે;
જ્ઞાન વિના નર પાવૈ જેવા, એ નર નારીમાં ના'વે રે!
સદ્‌ગુરુનાં વચન હૃદે ધરો.
સદ્‌ગુરુનાં વચન હૃદે ધરો, કાં થાવ વાઝેણું જેવા રે?
એની વાતો રે મરને સાભળે, તોય નર એવા ને એવા રે!
સદ્‌ગુરુના વચન હૃદે ધરો.
સન્તવચન નથી માનતો! ગુરુને ગાળ દે બે હારી રે;
જણનારીને દહેં શીદે કરી, નવ માસ ભારે મારી રે!
સદ્‌ગુરુના વચન હૃદે ધરો.
ભક્તિ વિના રે નર ભૂત છે; સામા મળીઆ નહીં સારા રે;
ધુવડ જણ્યા રે એની જનનીએ, ઠાલો મનખો બગાડયો રે!
સદ્‌ગુરુના વચન હૃદે ધરો.
ભકત જન્મ્યા રે એમને ધન્ય છે! ધન ધન હરિજન જાયા રે!
વૈકુંઠ વાગ્યા રે વધામણાં, ચૌદ લોકમાં છાયા રે!
સદ્‌ગુરુના વચન હૃદે ધરો.
ભક્તિ, જ્ઞાન, વૈરાગ્ય છે, જો શુભ વિચાર આવે રે,
કલ્યાણ કહે રે આ નરને તો, આ જ ફેરો ફાવે રે.
સદ્‌ગુરુનાં વચન હૃદે ધરો.



૮

## કાફરબોધ

જિકર[1]કી ફિકર કર ફંદ છૂટે સબે ,
દિલમેં મ્હેર ધર મૌજ પાવે ,
સૂરતકી નૂરતમેં સાંઇ સન્મુખ ખડા ,
પ્રેમકી પ્રીતસૂં તુરત આવે ;
દેખ દેદાર ગુલતાન હો સાંઇસૂં[2] ,
જિન્દગી જીત યીં સાફ પાવે ,
કહત કલ્યાણ દર્વેશ દુનિયાકે બીચ ,
હક્ક[3] ચાલે તબ હક્ક પાવે . ૧
ફિકર કર ! ફિકર કર ! ફિકર કર ! બાવરે !
ગેબકી[4] ગુંજમેં કાહે સોવે ?
રામ રહેમાનકો દેખ દેદાર કર !
બેહેરા હોયકે કાહે ખોવે ?
પાક દેદાર દિલમેં ધરો ,
ઔર સબ છોડ દો ! સાંઇ સાચા !
કહત કલ્યાણ દર્વેશ દુનિયાકે બીચ
પાક હૈ નામ ઔર સબ કાચા ! ૨
સમજ વે ભાઇ તું સાંઇ સાચા કરો ,
આપકી ફિકર કર આપ બોલો !
દિલમેં મેહેર કર , રેહેમકી નઝર ધર ,
કેહેડમેં સીસ પર બ્હોત બોજે !
કર પ્રેમકી બંદગી , જાય સબ ગંદકી ,
નામ સાચા દિલ બીચ રાખો !
કહત કલ્યાણ દર્વેશ દુનિયાકે બીચ ,
હરદમ સાંઇકા પાર ચાખો . ૩

૧. પરમાત્મચિન્તન. ૨. પરમાત્મામાં ૩. સત્ ૪. માયાના પોલમાં

જાગ બે જાગ, અબ નિંદકો દૂર કર,
　　　નૂરકો[1] યાદ-કર ફેજ[2] પાવે,
ઘોર અંધારકી કોટડી કારમી,
　　　હો ગયા ગેબ મો ફિર ન પાવે!
ગફલતકી ચાદર સીસ લિયે ફિરે!
　　　ધરે ન બંદગી ચિત્ત ના આવે,
કેહત કલ્યાણ દર્વેશ દુનિયાકે બીચ,
　　　જિન્દગી[3] તુજકો બહુત ભાવે! ૪

જિને પૈદા કિયા ઉનસેં રૂઠા રહા!
　　　દીદ[4] દુનિયાકે બીચ દિલ ન આવે!
અમલકે જોરમેં અંધ હુવા ફિરે!
　　　હર્રામકી નઝર તો બોહોત ભાવે!
ખલકકે ખ્યાલકી બાત પાવે નહીં!
　　　આખરી મોત હર્રામ દાવે!
કહત કલ્યાણ દર્વેશ દુનિયાકે બીચ,
　　　ગેબકા[5] ધકા મો ગેબ ખાવે! ૫

કાહા તૂં લાયા? કાહા લે જાયગા?
　　　રહમકી નજર બિન ખતા તૂં ખાયગા!
કહાંસૂં આયા? કહાં ફિર જાયગા?
　　　આપકી રાહ બિન ધકા તૂં ખાયગા!
છોડ દે તૂં કબીરી[6]! યાદ કર સાંઈકો!
　　　પિયુકો દેખ કર કદમ ધરના!
કહત કલ્યાણ દર્વેશ દુનિયાકે બીચ,
　　　મુર્શિદ[7] બિન જહામેં[8] કૈસે તરના? ૬

---

૧. જ્યોતિ-અલખજ્યોતિ-પરમાત્મજ્યોતિ ૨. મુક્તિ. ૩. માયાનું ચેન. ૪. દર્શન ૫. ખુદાકી લકડીમેં આવાજ નહીં હૈ! ૬. મિથ્યાવાણી. ૭. સદ્ગુરુ ૮. દુનિયા.

કોણુ કબ્જાત હોગા સેરા જહાનમેં ?
પેદા કુનદસૂં[1] ીન નાહીં !
બિના મુર્શિદ સબ જહાન જાતી ખરી !
કૌન મુકામ રેહો કોન છાંહી ?
બિના માલમ[2] જ્યોં જહાજ[3] દરિયાવ બીચ,
કોનસેં ઠોર યોં પહોંચ જાઈ ?
કહ। કલ્યાણ દર્વેશ દુનિયાકે બીચ,
દિલમેં સમજ કર ફિકર, ભાઈ ! ૭
બાજીગરે ડંક બજાયા !
ખલકત[4] ભાસેકુ દોડ આયા !
તનકી ખબર કછુ નહીં ભાઈ !
સ્વાંગકો દેખ કર આપ લૂટાયા !
માતકે ઉદરમેં કોલ સાચા દિયા !
જહાનમેં આયે બેકોલ હુવા !
કહત કલ્યાણુ દર્વેશ દુનિયાકે બીચ,
ભટકતે ભટકતે યૂં હી મૂવા ! ૮
સમજવે ભાઈ તૂં ! સાંઈ સાચા કરો !
આપકી ફિકર કર આપ ખોજે !
રામ રહીમકો દેખ દેદાર કર,
નામ લૌલીન કાહે ન ગાવે ?
છોડ દે રિન્દગી[5] બહુત હે ગન્દકી,
ઈનમેં ફેજ[6] તું નાહીં પાવે,
કહત કલ્યાણુ દર્વેશ દુનિયાકે બીચ,
હક્ક ચાલે તબ હક્ક પાવે. ૯

इति परमहंस कल्याणदासजीनो काफरबोध संपूर्ण.

---

૧. પેદા કરનારની સાથે. ૨. વહાણુનો નાખુદા-કૅપ્ટન-ગુરુ. ૩. વહાણુ-જીવનરૂપી વહાણુ. ૪. જગત્. ૫ માયાનું ધેન. ૬. મુક્તિ.

# ॥ अथ अजगर बोध ॥



ઉત્તમ વાણી ઓચરે , અજગર તે અબધૂત ;
સાંભળ સાધુ કહું તુજને , અકથ કથા અદ્દ્ભુત .

સારમાંથી સાર છે , મહાવાકયનો અર્થ ;
શુહ્યમાંથી ગુહ્ય છે , જે ગ્રહે તે સમરથ .

હું નહીં , તું નહીં , તે નહીં , નહીં જગત સંસાર ;
મૃગજળ સરખું માનજે , દીસે છે નિરધાર .

પાપો પુણ્ય એકો નહીં , નહીં ધર્મ – અધર્મ ;
જન્મ મરણ એકો નહીં , બંધ–મુક્ત સહુ ભ્રમ .

દિવસ નહીં , રજની નહીં , નહીં અર્ક તણો કોઇ કાળ ;
બંધ – મુક્ત સહુ કલ્પના , કેવળ વસ્તુ નિહાળ .

વાચારંભણુ જીવ છે , દીસે મૃગજળતોય ;
ભેદ સરખું ભાસતું , સ્વપ્નવત્ તે સોય .

અનુભવદૃષ્ટિ ઉપજે , સકળ પદારથ ફોક ;
આદ્ય દેવી , પદ , ચર , અચર , સ્વપ્ન સરખું લોક .



ધર્મ , અર્થ મુક્તિ ને કામ ,
એહ દેવીપદ રૂપ ચરાચર નામ ;

મ્હારે મનથી છુટી આશ ,
મૃગતૃષ્ણાનો માન્યો અભ્યાસ .

મ્હોળ કર્મ હું તજીઓ , રાય !
કર્મ શુભ અશુભ કહેવાય ;
ત્યાગ તણો મ્હેં ત્યાગ જ કર્યો ,
મેલ ખખા મનથી ઉતર્યો .

ત્યાં તો સુખ કહ્યું નવ જાય ,
મગ્ન થયો અમૃતપદ મ્હાંય ;
આપે આપ હૃદયપદ એક ,
હું – તું – જગત નહીં વિશેક .

ઘાટે ઘાલ્યું કેમ કહેવાય ?
જીહ્વાથી બોલ્યું નવ જાય ;
કાલો સાકર ભાવે ખાય ,
તેનો સ્વાદ કહ્યો નવ જાય .

ઉત્તમ સ્વપ્ન મૂંગાને થયું ,
કોટિ સ્વર્ગ તણું સુખ લહ્યું ;
હરખ ભર્યો મન જાગે સહી ,
મનમા આનન્દ માયે નહીં .

તે કહેવાને ઘણો આંગમે ,
પાછો મનનો મનમાં વિરામે ;
આવે અબાંધ ગોને ઘણું ,
પૂંછ હલાવે પોતા તણું .

તેનું સુખ તો તે લહે,
    મહાપુરુષ રાજાને કહે ;
કેમ કરૂં ? કેમ કરૂં ? ઓ રાય !
    મનન કરીને જો મન મ્હાંય

મન જોતાં, મન જાશે ટળી,
    એટલા ઉપર શું કહું વળી !
શું કહું ? શું કહું ? એ ? ભૂપ !
    આદ અનુપમ સકળ સ્વરૂપ.

એકે ઉપમા દેવા નથીં,
    સત્ય સત્ય આ વાણી કથી ;
વાણી વિના હું બોલ્યો સાર,
    તુર્યાતીત પરાને પાર.

એ બોલ્યા એ બોલ્યા, રાય !
    મહા મ્હોટી સમસ્યા કહેવાય ;
હવે કહેવાને ના રહી વાણ,
    એકે મધે દીવાળી જાણ.

મનના કલ્પ્યા ચૌદે લોક,
    સુણતા બકતા સર્વે ફોક ;
કોણ કહે કોણ સાંભળે ? !
    આપે આપ નિરંજન મળે.

શાસ્તર પુરાણ જ્યાં નહીં વેદ !
    મ્હારૂં – ત્હારૂં ન, મળે ભેદ ;

સાંભળ સાચી કહું , મહન્ત !
    તમો છો સાધુશિરોમણી સંત ;
મ્હેં મહાવાયક કીધા અનેક ,
    પરહંસનો એ જ વિવેક .

પરમહંસ એવું કહી ગયા ,
    તે હૃદયામાં રાખી રહ્યા ;
જેમ લોભી ધન રાખે ગ્રહી ,
    મહા નિજ નામ રાખ્યું સહી .

જ્ઞાન – વિજ્ઞાન તણો ગોટો ,
    પાત્ર વિના નાણું નહીં ચોટો (?)
તમો સરીખા મળે ઓચરૂં ,
    મૂરખ આગળ મ્હોં નવ ધરૂં .

અજગર મુનિ કહે , પ્રહ્લાદ ,
    તમો સરીખા કોઇ આવે સાધ ,
તેને મુકતા કરૂં ભંડાર ,
    અનેક જ્ઞાન વિજ્ઞાન તણા અંબાર .

લાભ સુલાભ થયો અમ તણો ,
    તમો આવ્યે મને આનન્દ ઘણો ;
રાખી વાત નહીં કરૂં , રાય ,
    જોઇ વિચારો અંતર મ્હાંય .

સાધુ આવે મ્હને વાધે શૂર ,
    જાણીએ મહાસાગરનું પૂર ;

ત્યાં તો નથી જરા એ કહેવાય,
તે માટે અનીર્વચન જ, રાય
કદાચિત્ કદાચિત્ નવ થાય,
વચન તો સત્ય નામ કહેવાય;

અવચન બોલે મિથ્યા નિરાધાર,
નહીં જગત, નહીં સંસાર
હું નહીં, તું નહીં, નહીં જગત્ કે લોક
જે દીસે તે સર્વે ફોક

સત્ સ્વરૂપી આ ઝળહળી !
વાણી વેદ શકે નહીં કળી
સાચાનો છે સઘળે પ્રકાશ,
મૂળ સ્વરૂપી છે અવિનાશ

કર જોડીને કહે કલ્યાણદાસ,
સાચાનો સઘળે પરકાશ

ઇતિ પરમહંસ મહાત્મા કલ્યાણદાસજી વિરચિત અજગર બોધ સંપૂર્ણ.

ॐ सद्गुरुदेवकी जय ।
॥ ॐ शान्तिः । शान्तिः । शान्तिः ॥

ॐ ॐ ॐ ॐ ॐ

यशो मे गतं दिक्षुदानप्रतापा-
जगद्वस्तु सर्वं करे यत्प्रसादात् ।
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं, ततः किं० ॥६॥
न भोगे न योगे न वा वाजिराजौ
न कान्तासुखे नैव वित्तेषु चित्तम् ।
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं, ततः किं० ॥७॥
अरण्ये न वा स्वस्य गेहे न कार्ये,
न देहे मनो वर्तते मे त्वनर्घ्ये ।
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं, ततः किं० ॥८॥
अनर्घ्याणि रत्नानि भुक्तानि सम्यक्,
समालिङ्गिता कामिनी यामिनीषु ।
गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं, ततः किं० ॥९॥
गुरोरष्टकं यः पठत्पुण्यदेही,
यतिर्भूपतिर्ब्रह्मचारी च गेही ।
लभेद्वाञ्छितार्थं पदं ब्रह्मसंज्ञं,
गुरोरुक्तवाक्ये मनो यस्य लग्नम् ॥ १० ॥

इति श्रीमत्प० श्रीमच्छं० गुरोरष्टकं सम्पूर्णम् ॥

ॐ शान्तिः शान्ति शान्तिः ॥